# પ્રેમભક્તિ—ગ્રન્થમાળા

| | | પ્રથમાવૃત્તિની સાલ |
|---|---|---|
| ૧ | કેટલાક કાવ્યો, ભાગ ૧ લો (૨જી આવૃત્તિ) | ૧૯૦૩ |
| ૨ | રાજસ્ત્રોની કાવ્યત્રિપુટિ (૩જી આવૃત્તિ) | ૧૯૦૩–૦૫–૧૧ |
| ૩ | વસન્તોત્સવ ( ૩ આવૃત્તિ) | ૧૯૦૫ |
| ૪ | કેટલાક કાવ્યો, ભાગ ૨ જો (૨જી આવૃત્તિ) | ૧૯૦૮ |
| ૫ | ઇન્દુકુમાર, અંક ૧ લો (૩જી આવૃત્તિ) | ૧૯૦૯ |
| ૬ | ન્હાના ન્હાના રાસ, ભાગ ૧ લો (૭મી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૭ | શ્રીમદ્ ભગવદ્ગીતા, સમશ્લોકી (૨જી આવૃત્તિ) | ૧૯૧૦ |
| ૮ | જયા–જયન્ત ( ૪ થી આવૃત્તિ) | ૧૯૧૪ |
| ૯ | મેઘદૂત, સમશ્લોકી ( ૩જી આવૃત્તિ) | ૧૯૧૭ |
| ૧૦ | ઉષા (૫ મી આવૃત્તિ) | ૧૯૧૮ |
| ૧૧ | ચિત્રદર્શનો | ૧૯૨૧ |
| ૧૨ | રાજર્ષિ ભરત (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૩ | પ્રેમકુંજ (૨જી આવૃત્તિ) | ૧૯૨૨ |
| ૧૪ | પ્રેમભક્તિ–ભજનાવલિ | ૧૯૨૪ |
| ૧૫ | સાહિત્યમન્થન | ૧૯૨૪ |
| ૧૬ | વિષ્ણુવી ષોડશ ગ્રન્થો, સમશ્લોકી | ૧૯૨૫ |
| ૧૭ | શકુન્તલાનુ સંભારણું (૨જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૮ | કુરુક્ષેત્ર, પ્રથમ કાડ, યુગપલટો (૩જી આવૃત્તિ) | ૧૯૨૬ |
| ૧૯ | કુરુક્ષેત્ર, દ્વાદશ કાડ, મહાસુદર્શન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |
| ૨૦ | ઉદ્બોધન (૨જી આવૃત્તિ) | ૧૯૨૭ |

પ્રેમભક્તિ-ગ્રન્થમાળા

# ઉપનિષત્પંચક

(ઇશ કેન કઠ પ્રશ્ન મુંડક)

સમશ્લોકી, મૂળ સાથે

ભાષાન્તરકર્તા

ન્હાનાલાલ દલપતરામ કવિ



૧૯૮૭ ૪

કીંમત દોઢ રૂપીઓ

ભાષાન્તરકર્તાને માટે રજીસ્ટર્ડ
પ્રકાશક: ન્હાનાલાલ દલપતરામ કવિ,
ભદ્ર, અમદાવાદ, નં. ૧

આવૃત્તિ ૧ લી ૧૯૩૧ પ્રત ૧૧૫૦

૧૯૨૭ ની સાલ પછી પ્રેમભક્તિ-ગ્રન્થમાળાના પ્રત્યેક ગ્રન્થની પ્રત્યેક નકલ ઉપર કર્તાની ટુંકી સહી હોય છે.

મુદ્રક—મુદ્રણસ્થાન
પ્રથમ આઠ પાના
અનુપમ ન્હાનાલાલ કવિ,
પા પ્રિન્ટરી, હોર્ની ચકલો, કોટ, મુંબઈ.

કેળવ્યું કંકુમુખડું,
પીયળ પીળી રૂડી, કેસરી કોર આછી;
ને ઉગતી ઊર્મિઓ શા
મંદી મનમથના વેન ને પુષ્પ વેર્યાં,
ઉજળું, આનન્દવર્ણું,
અકળિત રમતું, તેજના પોત કેરૂં,
એ પાનેતર પ્રભાતું
સજી રમતી ઉષા વ્યોમની વાડીઓમાં.

૨

હતી શું ભાગ્યરંગી એ ઉષા ઉત્તર ખંડની?
કે હતી અમૃતવર્ણી ઉષા એ આર્યવંશની?

૩

આકાશપારે બ્રાહ્મી લિપિમાં
કુંકુમલખ્યા અક્ષર એહ વાંચી
અગમ્યદ્રષ્ટા બ્રહ્મર્ષિઓએ
રચી જગતની પ્હેલી ઋચાઓ.

૪

પ્રલયજૂની કાળવૃદ્ધ ત્રિજટા ત્રણ ખંડની
ઉત્તરખંડને આરે મળેલી છે, ત્રિમૂર્તિ ગા.

૫

ગાયાં ત્હેના સ્તોત્ર ત્હા આર્યવર્ગે,
પૂજ્યા ત્હેને ગીતથી બ્રહ્મદેવ
વિશ્વોચ્ચાર્યા સાંભળ્યા ભવ્ય શબ્દો,
પડઘો પડ્યો પૃથ્વીમા ભર એવો

૬

રોમનો જર્મનો ગ્રીકો રુસ પારસી હિંદુઓ—
હતા ત્હા એમના સૌના માતામહો પિતામહો

૭

વીજની ચમકન્તી મીટમા,
ધનની અમૃતધારને વિગે,
અગ્નિને ઘોષ ગર્જના મહીં,
જલધિના જલઓઘમા વડા,

૮

આભના પડદા પાછળ તેજના કિરણો વિશે
અગ્નિની જ્યોતમા જોતા બ્રહ્મર્ષિ બ્રહ્મભાવને

૯

ક્ષિતિજ ક્ષિતિજ કેરી મગરી ને
દિશદિશના જ ઉનધી દુર્ગંધાર,
વિરળ અમર પુણ્યઆખડીએ
નિરખી વજેન મહર્ષિ લોકનોક

१०

ઝીલતા અનન્તને આરે યાત્રી એહ અનન્તના
અનન્તેથી જ ઉતરતા સન્દેશાઓ અનન્તના.

११

ગિરિને શૃંગે, ગહ્વરે કે ગુફામાં,
સરિતાધારે, કે વનોમાં વસન્તા
બ્રહ્મર્ષિ એ ભોમિયા બ્રહ્મમાર્ગના
દાખવજો મો અમને એહ માર્ગ.

१२

ભરીને મેઘની ધારે અર્પે અંજલિ મેઘને,
અર્પું આ અંજલી એમ, લેજો આછી-અધૂરી એ.
ઋષિપંચમી, સં. ૧૯૮૭



# અનુક્રમણિકા





# પ્રસ્તાવના

કોઇક ગ્રન્થનો કાળમહિમા હોય છે ને કોઇક ગ્રન્થનો સ્થળમહિમા હોય છે, ઉપનીષત્પંચકના આ ભાષાન્તરની કથાનો કંઇક કાળમહિમા ને કંઇક સ્થાનમહિમા છે. ૨૦ મી સદીના પહેલા દશકમા મ્હારૂ ગીતાભાષાંતર થતુ હતુ ત્હારથી આપણી પ્રસ્થાનત્રયીના ભાષાન્તરો ગુજરાતને અર્પવાના મ્હારે ભાવ હતા એ ભાવ પૂરા તો હરિઇચ્છા હશે ત્હારે પૂરાશે. પણ હું એ દિશામા પ્રયત્નશીલ હતો, અને ઈશાવાસ્યોપનિષદનું મ્હારૂ સમશ્લોકી ભાષાન્તર પંદરેક વર્ષો ઉપર સમાલોચકમા છપાયુ હતુ. પછી અમદાવાદ આવ્યે હઠીભાઇની વાડીમા રહેવાનુ થતા શ્રીયુત (હાલના દિવાન બહાદુર) નર્મદાશંકર દેવશંકર મહેતા માઇલ-પોણો માઇલે પાડોશમા રહેતા હતા પિછાન હતી, પરિચય થયો, અને પરિચયથી પારખ્યુ કે ઉપનિષદોનો ને તન્ત્રશાસ્ત્રનો એમના જેવો ને જેટલો ઉંડો અભ્યાસ ગુજરાતના નવશિક્ષિતોમાથી કોકને હશે મ્હારા કીધેલા ભાષાન્તરો સાભળી પછી તો આજથી સાતેક વર્ષો ઉપર–ઇ. સ ૧૯૨૪ મા ત્રણેક પખવાડિયા સુધી નિત્યશ ત્રણચારેક કલાક એમના વ્યવહારભરપૂર જીવનમાથી લીધા, અને જે પરિણમ્યુ ને નીતર્યું એ આ ભાષાન્તરપંચક પાડોશીની વાડી પણ સુગન્ધ આપે, અને સરસ્વતીને એમ પાડોશીના જ્ઞાનબાગના પરિમળથી પરિમલિત આ મ્હારા ધૂપદીપ ધરાવુ છુ

ઉપનિષદોના ભાષાન્તરની મુશ્કેલીઓ વર્ણવતા Sacred Books of the East ની એમની ગ્રન્થમાળામા પ્રે મેક્ષમૂલર કહે છે કે Whatever other scholars may think of the difficulty of translating the Upanishads, I can only repeat what I have said before, that I know of few Sanskrit texts presenting more

formidable problems to the translator than these philosophical treatises. અને ઉમેરે છે કે, I cannot resist a *certain suspicion that our* (European) Sanskrit scholars do not understand their texts much better than tbe higher class of schoolboys their Greek

પંડિતમન્યોની આ દશા વર્ણવાય છે, તો મ્હારાં આ સમશ્લોકી ભાષાન્તરોને પ્રાન્ત પંડિતો ને તત્વવિચારકો કેવા યે ઉચ્ચરશે ?

## ૨, ઉપનિષત્મહિમા

Among the most precious heritage of humanity must be counted the Upnishads of India In boldness of conception, depth of thought, beauty of expression the Upnishads are a remarkable *product of human mind They are a contribution* of supreme importance not only to the religious thought of India, but have an exalted and abiding value in the literature of the world આ શબ્દો શ્રદ્ધાનીતરતા કો ભાવિક સનાતનીના નથી બ્રાહ્મસમાજના ધર્મોપદેશક શ્રી હેમચન્દ્ર સરકારના એ પ્રશસ્તિબોલ છે રાજા રામમોહનરાય કહે છે An attentive perusal of this, as well as of the remaining books of the Vedanta, will, I trust, convince every unprejudiced mind, that they, with great consisteucy, inculcate the unity of God, instructing *men, at the same time, in the pure mode* of adoring Him in spirit. ઉપનિષદના અભ્યાસી ડૉ ડયૂસન કહે છે કે These philosophic conceptions are unequalled anywhere in the world યૂરોપનો તત્વજ્ઞાની

શોપનહોઅર ઉપનિષદોને Indian mysticism અને Product of highest wisdom ના મહિમાપુષ્પે વધાવે છે, અને ઉમેરે છે કે In the whole world there is no study, except that of the originals, so beneficial and so elevating as that of Oupnekhat It has been the solace of my life, it will be the solace of my death.

પરધર્મી એક યૂરોપી તત્વજ્ઞાનીને જીવનનો વિશ્રામવાટ ને મૃત્યુની આરામગાહ લાગ્યા છે એ આપણા ઉપનિષદો આર્ય મુમુક્ષુને મુક્તિના સેતુ ને બ્રહ્મલોકના વિમાન જેવા ભાસે તો એમા આશ્ચર્ય શાના?

## ૩, 'ઉપનિષદ' એટલે શું!

ઉપનિષદોના અર્થ સુલભ નથી તેમ ઉપનિષદ શબ્દનો અર્થ સુલભ નથી. ઉકેલુ રહેલુ હશે, ઉકેલવાની ક્રિયાયોગણાનુ પૃથક્કરણુ એટલુ સહેલુ નથી પખીઓ એ જાણતા નથી, ને માનવીઓ કેટલાક જાણે છે? ઉપનિષદનો એક શબ્દાર્થ એ અપાય છે કે **उपनिषद्यते-प्राप्यते ब्रह्मविद्या अनया इति उपनिषत्.** શ્રીમત્ શંકરાચાર્ય એ મહાશબ્દનો પરંપરાનુગત નિરાળો જ વ્યુત્પત્ત્યર્થ કહે છે **उप-नितरां सादयति-अविद्यां विनाशयतीत्युपनिषत्;** અવિદ્યા જેનાથી સદન્તર નાશ પામે એ ઉપનિષદ. પ મેક્ષમૂલર કહે છે Most European scholars are agreed in deriving upa-ni-shad from the root sad=to sit, preceded by the two prefixes upa-near and ni-down so that it would express the idea of session, or assembly of pupils sitting down near their teacher to listen to his instruction

ઉપનિષદ જેવા પ્રાચીન પ્રશસ્ત ને શાસ્ત્રીય શબ્દનો અર્થ ઉકેલવામા એક વધુ વ્યુત્પત્તિસૂચન કરૂ તો અનર્થ તો નહિ જ થઇ જાય. 'પરિષદ' તો હવે-શ્રી રણજીતરામની પછી-આપણો પરિચિત

શબ્દ છે 'પરિષદ' ને 'ઉપનિષદ' નિરનિરાળા ઉપસર્ગના પણ એક જ ધાતુના શબ્દો છે પરિ+સદ-ટોળે મળેલા, સાર્વત્રિક, સમુદાયની સભા, ઉપ+નિ+સદ=થોડાક પાસેનાઓની સભા. પ્રાન્તનો કે દેશનો મહાસમુદાય મળે ને સમગ્ર ચિન્તવન કરે તે પરિષદ, થોડાક ગુરુ-શિષ્યો કે સમાનવર્તી બ્રહ્મનિષ્ઠો મળે ને એકાન્તિક ચિન્તવન કરે એ ઉપનિષદ. મ્હારૂં અર્થસૂચન એવું છે કે (પરિ) મહા સમુદાયનું સભાચિન્તવન તે પરિષદ, અને (ઉપ) અલ્પ સમુદાયનું મન્ત્ર-ચિન્તવન એ ઉપનિષદ

ઉપનિષદો Secret કે Esoteric નથી, ઉપનિષદો Mystic છે ઉપનિષદો જનતાના-મહાસમૂહનાં નથી, થોડાક બ્રહ્મનિષ્ઠોના ચર્ચા મન્ત્રણા દર્શન છે ઉપનિષદો માત્ર pupils ને teachers ના નથી, સમાનવર્તી બ્રહ્મનિષ્ઠોનાં છે પરિષદ અને ઉપનિષદ-એ શબ્દયુગલના સામ્ય ને ભેદવ્યુત્પત્તિભાવે વિચાર્યે ઉપરના અર્થ અભ્યાસીઓને સુગમ થશે

પં મેક્ષમૂલર સાચું કહે છે કે In the Trikandashesha, upanishad is explained by sameepasadana, sitting near a person × × The history and genius of the Sanskrit language leave little doubt that upanishad meant originally session ખરૂં પણ એ Session તે (ઉપ) થોડાકની, અને માત્ર ગુરુશિષ્યોની નહિ પણ મ્હોટે ભાગે સમાનવર્તી બ્રહ્મનિષ્ઠોની એવી Session મા થયેલા મન્ત્રણા ને જ્ઞાનદર્શન એ ઉપનિષદ

પણ ઉપનિષત્સંખ્યાનો એવો ઇતિહાસનિર્ણય થયો નથી. રાજા નામના મહિમામોહથી જેમ અંજાઈ કેટલાએક એક ગામધણી યે પોતાને રાજા કહાવે છે; એમ ઉપનિષદ નામના મહિમામોહને કારણે ઘણા આધુનિક પ્રબન્ધો પણ ઉપનિષદને નામે ઓળખાય છે. એવા ઉપનિષદોની સંખ્યા ૨૩૨ ની છે; પણ એમાં તો અકબરી યુગના અલ્લોપનિષદનો યે સમાવેશ થાય! દાક્ષિણાત્ય મૌક્તિકસંગ્રહમાં અને મહાવાક્યરત્નાવલિના સંગ્રહમાં સામાન્યતઃ માળાના મણકા જેટલાં—૧૦૮ ઉપનિષદો હોય છે. ઉત્તરાયન સંપ્રદાયના નારાયણસંગ્રહમાં ને કોલબ્રૂકસંગ્રહમાં ૫૨ ઉપનિષદો છે. શાહજહાન બાદશાહનો શાહઝાદો દારા શિકોહ એના પિતામહના સમો ઉદારધર્મીલો હતો. શાહજહાન પછી ત્હેનો જ્યેષ્ઠ પુત્ર દેહ્‌લીને તખ્તે આવ્યો હોત તો મુગલાઇનો સૂર્ય એકાદ સૈકો વધુ તપત. પ્રકૃતિના સૌન્દર્યમુગટ સમા કાશ્મીરદેશની સીજરી સં. ૧૦૫૦ ની યાત્રામાં એ શાહઝાદાએ ઉપનિષદો વિશે જાણ્યું. પછી મુગલશાહઝાદા દારા શિકોહે ૫૦ ઉપનિષદોનું ભાષાન્તર ફારસી ભાષામાં કરાવ્યું. ભગવાન શંકરાચાર્યે બ્રહ્મસૂત્રોના નિજના ભાષ્યમાં ૧૩ ઉપનિષદોમાંથી અવતરણો ટાંકેલાં છે. ૧ ઈશ, ૨ કેન, ૩ કઠ, ૪ પ્રશ્ન, ૫ મુંડક, ૬ માંડુક્ય, ૭ તૈત્તિરીય, ૮ ઐતરેય, ૯ છાંદોગ્ય, ૧૦ બૃહદારણ્યકઃ એ દશોપનિષદનાં ભાષ્ય શ્રીમદ્ શંકરાચાર્યે રચ્યાં છે; ને તેથી એ દશ ઉપનિષદો આજ પ્રધાન સર્વમાન્ય ઉપનિષદો લેખાય છે. એ દસમાંથી પાંચનાં આ સમશ્લોકી ભાષાન્તર.

### ૫. શ્રુતિભાગ

ઉપનિષદો શાસ્ત્રીય શૈલીએ રચાયેલાં શાસ્ત્રદર્શન નથી, પણ દર્શન માત્રનાં અવલમ્બન છે. એમની Absence of system માં પરમ system છે. શ્રીમદ્ ભાગવતના એકાદશમા સ્કન્ધમાં કહેલું છે કે પૂર્વે એક જ વર્ણ હતો, ને તે હંસ કહેવાતો; (એ હંસોમાંથી યે તરી ઉતરેલો એ જ પરમહંસ ને?) અને એમાંથી પછી ત્રિવર્ણ ને ચાતુર્વર્ણ્યે સંસાર પાંગર્યો. વર્ણેની પેઠે એમ અસલ વેદ પણ એક

હતો, ઋગ્વેદ પછી એકના ત્રણ વેદ થયા; ઋક્ યજુ ને સામ એ ત્રિવિદ્યા કહેવાતી **त्रैविद्या मां सोमपा पापपूताः** (ગીતા) અને પછી એમા અથર્વનોનો અથર્વ વેદ ઉમેરાયો, ને ત્રણના ચાર વેદ થયા લોકદન્તકથા એવી છે કે હોત્રી (ઋગ્વેદ) અધ્વર્યુ (યજુર્વેદ) ઉદ્ગાત્રી (સામવેદ) ને બ્રહ્મા (અથર્વવેદ) યજ્ઞક્રિયમાણના એ પ્રધાન પુરુષોને કાજે વ્યાસ ભગવાને એકના ચાર વેદ કીધા, અને તેથી વેદવ્યાસ ( The Diameter of Veda ) કહેવાયા આ બધો સંહિતા ( સંગ્રહેલા મન્ત્રો ) નો વિભાગ વેદોના સંહિતાભાગમા પછી બ્રાહ્મણો ( યજ્ઞક્રિયમાણપદ્ધતિ પરત્વેના બ્રહ્મર્ષિઓના અભિપ્રાયસંગ્રહ ) અને આરણ્યકો ( નૈમીસારણ્ય જેવા અરણ્યોમાના ચિન્તવનનિર્ણય ) ઉમેરાયાં કોઇક માત્ર સંહિતાભાગને શ્રુતિ કહે છે, ઘણાખરાઓ, સંહિતાઓ, બ્રાહ્મણો આરણ્યકોને શ્રુતિ કહે છે મહર્ષિ દયાનન્દ સરસ્વતી પણ ઉપનિષદોને પ્રમાણગ્રન્થો ભાખે છે પ્રધાન દશોપનિષદોમાથી એક ઈશાવાસ્યોપનિષદ સંહિતાભાગ છે, અન્ય ઉપનિષદો બ્રાહ્મણ-ભાગમા ને આરણ્યકભાગમાં છે ઉપનિષદોનું વેદાનુસારી વર્ગીકરણ આવુ છે

| | |
|---|---|
| ઋગ્વેદ ઐતરેય ઉપનિષ૦ | સામવેદ કેન |
| યજુર્વેદ શુક્લ ઈશ | છાંદોગ્ય |
| બૃહદારણ્યક | અથર્વવેદ પ્રશ્ન |
| કૃષ્ણ કઠ | મુણ્ડક |
| તૈત્તિરીય | માણ્ડુક્ય |

શ્રુતિસંગ્રહના અધ્યાયો હોવાને કારણે ઉપનિષદો પણ શ્રુતિભાગ છે ઉપનિષદોના રચનારા મન્ત્રદ્રષ્ટા (Seers) કહેવાતા એ મહા-ગ્રન્થો ન્યાયકોટીના કે બુદ્ધિવાદના કે પ્રમાણપરંપરાના ગ્રન્થો નથી, પણ દર્શનગ્રન્થો—મન્ત્રદ્રષ્ટાઓની આર્ષ દૃષ્ટિએ દીઠેલા દર્શનગ્રન્થો છે ઉપનિષદો શ્રુતિભાગ હોવાને કારણે ચર્ચા કે વિરોધ ભાષ્યકારનો ભાષ્ય-ધર્મ મનાયો નથી એક છાંદોગ્ય ઉપનિષદના ૧૦૧ ભાષ્ય ને ટીકાઓ

છે. ભગવાન શંકરાચાર્ય વિદ્યારણ્ય સ્વામી શંકરાનન્દ નારાયણ ભટ્ટ અને અન્ય આચાર્યો સમા સમર્થ ભાષ્યકારોએ પણ ઉપનિષદોને સ્હમજાવવા ( Interpret ) નો ભાષ્યધર્મ પાળેલો છે. આર્ષ દૃષ્ટિનાં દર્શનો હોઇને ઉપનિષદો આર્ષશાસ્ત્રો પણ કહેવાય છે. બ્રાહ્મણઆરણ્યકોના અન્ય અધ્યાયો મજ્ઞયાગાદિક બ્રાહ્મ ક્રિયમાણવિધાન પરત્વેના હોઇને કર્મકાંડ કહેવાય છે; ઉપનિષદોમાંની બ્રહ્મવિદ્યાની ચર્ચાને કારણે ઉપનિષદો જ્ઞાનકાંડ કહેવાય છે. વેદોમાંની આત્મવિદ્યાનો સારસમુચ્ચય ઉપનિષદો છે, અને તેથી ઉપનિષદોને વેદાન્ત, વેદોનું શિરસ્, (The goal of Vedas-' વેદોના નિચોડ ') પણ કહે છે. ' પછી રહસ્યબોધના અર્થમાં ઉપનિષદ શબ્દ રૂઢ થયો. ' સાધનચતુષ્ટયવાળાને ઉપનિષદોમાંની બ્રહ્મવિદ્યા શિખવાડવાનો ઋષિવરોનો શિક્ષણસંપ્રદાય હતો. સ્ત્રીજનતાને કે વર્ણહીનને મૂળે તો, વેદાભ્યાસનો અવરોધ ન હતો એમ ગાર્ગી મૈત્રેયી અને સત્યકામ જાબાલીની કથાઓ કહે છે. પરમપ્રાપ્તિનો માર્ગ ત્હારે એ હતો કે

ज्ञानप्रसादेन विशुद्धसत्त्व-
ततस्तु त्वम् पश्यते निष्कलम् ध्यायमानः

૬, ક્ષાત્ર ઉપનિષદાચાર્યો

જેમ ચારે વર્ણોની તેમ ચારે ય વર્ણના યુગોની વિશ્વક્રમમાં સાર્થકતા છે. ઇ. સ. ૧૪૯૨ અને ૧૪૯૮ થી પશ્ચિમગોલાર્ધમાં ને પૂર્વગોલાર્ધમાં-એમ જગતભરમાં યુરોપે વૈશ્યયુગ પ્રવર્તાવ્યો, અને એ ચારશોક વર્ષ ખીલ્યો-મ્હોર્યો. કોલમ્બસ, પિઝારો, વાસ્કો ડિ ગામા, દેશદેશની ઇસ્ટ ઇન્ડિયા કંપનીઓથી માંડીને આજના ફોર્ડ એડીસન ને રોકફેલર સમા Merchant Princes-વ્યાપારરાજવીઓ સૂધી એ વૈશ્યયુગ જામ્યો. એમણે સાગરના સરોવર કીધા, રાત્રીના દિવસ કીધા, પૃથ્વીનો પરીઘ હતો તેથી દર્શાંશનો યે રહેવા દીધો નહિ. રેડિયોનાં કિરણો આજ એક સેકંડમાં આઠ વાર પૃથ્વીને ફરી વળે છે. હવે એ વૈશ્યયુગ આથમતો ભાસે છે, અને શુદ્રયુગનાં આવન્તાં

પગલાં પૃથ્વીને આજ સંભળાય છે. ઇગ્લાંડમાં મજૂર રાજમન્ત્રીમંડળ ને રશિયામાં બોલ્શેવીઝમ એ શુદ્રયુગની આગાહીઓ છે. શુદ્રયુગ ઉતરશે ત્હારે પાછો વળી બ્રાહ્મણયુગ બેસશે. ક્રિશ્ચિયોક્રેસ્ટ સોશિયેલિઝમ કોમ્યુનિઝમ બોલ્શેવિઝમ એ તો શુદ્રયુગના માત્ર સંપ્રદાયો છે. પણ ઇતિહાસનો આદિકાળ કંઇ એવો ન હતો. ઇતિહાસનો આદિકાળ બ્રાહ્મણયુગનો હતો, અને ત્હારે બ્રહ્મર્ષિઓ મન્ત્રદ્રષ્ટા અને જગતગુરુઓ હતા. વિશ્વામિત્ર જેવા સમર્થને પણ, બ્રહ્મર્ષિપદ નહિ, રાજર્ષિપદ મળ્યું હતું. ત્હારે ભારતમાં માથાધારીઓની સંસ્થા ન હતી; અને વાનપ્રસ્થાશ્રમીઓ તથા સંન્યસ્તાશ્રમીઓ, નગરોમાં નહિ, વનોમાં વસતા. બ્રાહ્મણયુગના જગતગુરુ બ્રહ્મર્ષિઓ ગૃહસ્થાશ્રમી ને **महाशालो** (મ્હોટા ધામવાળા) હતા. યાજ્ઞવલ્ક્યને મૈત્રેયી પત્ની હતાં, વસિષ્ઠજીને અરુન્ધતી પત્ની હતાં. ઇતિહાસના આદિકાળમાં એમ પ્રથમ જ્ઞાનદર્શન બ્રહ્મર્ષિઓને થયાં. એ બ્રાહ્મણયુગ હતો. ને પછી બેઠો ક્ષત્રિયયુગ. રામ ને જનક, કૃષ્ણ ને બુદ્ધ ને મહાવીર સમા ક્ષત્રિયકુલપ્રવરો ક્ષત્રિયયુગમાં જગતગુરુઓ થયા. ઉપનિષદોમાંના ઘણા ગુરુવર્યો ક્ષત્રિય રાજવીઓ છે. પાંચાળરાજ પ્રવાહણ જૈબાલિ ને કેકયરાજ અશ્વપતિ એ તો દૃષ્ટાન્તરૂપ છે. છાંદોગ્ય ઉપનિષદના પંચમ પ્રપાઠકના તૃતીય ખંડમાંના ૭ મા મન્ત્રમાં ભાખેલું છે કે : **न प्राक् त्वत्तः पुरा विद्या ब्राह्मणान् गच्छति; तस्मादु सर्वेषु क्षात्रस्यैव प्रशासनमभूदिति।** પં. મેક્ષમ્યૂલર એનું ભાષાન્તર કરે છે કે : This knowledge did not go to any Brahmana before you, and therefore this teaching belonged in all the worlds to the Kshatra class alone. આ મન્ત્રભાગ ઉપર ટીકા કરતાં શાસ્ત્રીજી શ્રી છોટાલાલ ચન્દ્રશંકર પોતાના ઉપનિષદ્‌ભાષાન્તરમાં લખે છે કે : " આ બ્રહ્મજ્ઞાનના જ્ઞાતા કેવળ પહેલાં ક્ષત્રિયો જ હતા. પછી વંશપરંપરા બ્રાહ્મણોએ અત્યાર સુધી આ બ્રહ્મજ્ઞાનનું રક્ષણ કરી રાખ્યું છે. × × ત્રણ હજાર વર્ષે

કરતા પણ વધારે વર્ષ સુધી હિન્દુના પવિત્ર પુસ્તકો
બ્રાહ્મણો જ કહેવાય છે " ઉપરાન્ત ઇતિહાસની સાક્ષ
છે કે પ્રત્યેક ક્ષત્રિયગુરુના ગુરુદેવ બ્રાહ્મણ હતા રામચન્દ્રજીના
સિષ્ઠજી, કૃષ્ણચન્દ્રના સાંદીપનિ ઋષિ, જનકના યાજ્ઞવલ્ક્ય, કૌરવ-
ાડવના દ્રોણાચાર્ય બુદ્ધ ભગવાનના યે બ્રાહ્મણગુરુઓ હતા, મહા-
ાર પ્રભુ બ્રાહ્મણમાતાની કૂખેથી ગર્ભાવસ્થામા ક્ષત્રિયમાતાની કૂખે
યા હતા શુદ્રયુગનો બ્રાહ્મણગુરુ કાર્લ મેક્ષ છે ને વૈસ્યયુગનો પરમ
ાહ્મણગુરુ એડમ સ્મિથ હતો એમ ક્ષત્રિયયુગમા પણ પ્રત્યેક ક્ષત્રિય
ાુરુષર્થના **પ્રાણસ્વ પ્રાણ**મા બ્રાહ્મણઆત્મા વસેલો છે જગતઇતિ-
ાસનું પરમ સત્ય એ છે કે એડમ સ્મિથ કે કાર્લ મેક્ષ યાજ્ઞવલ્ક્ય
: અગિરા, મૈત્રેયી કે ગાર્ગી પ્રાય બ્રાહ્મણ વિના અન્યથી બ્રહ્મવિદ્યા
ગીલાઇ નથી, જીરવાઇ નથી, કે મપ્રદાયસ્વરૂપે સ્થપાઇ નથી ક્ષાત્ર-
ાુગના વૈસ્યયુગના શુદ્રયુગના સપ્રદાયપ્રવર્તકો સદા આર્ષદ્રષ્ટા બ્રહ્મર્ષિઓ
,તા ઇતિહાસની કાળવહી કહે છે કે પ્રત્યેક યુગપનટાની પાછળ
ભીતરમા મહાકાય બ્રાહ્મણ ઉભેલો છે અગમગ, સોનુરૂપુ ને શસ્ત્ર-
વિદ્યા સસારની નિરૂપયોગી મહાશક્તિઓ નથી, પણ સંસારનું
ચક્રવર્તીત્વ તો સદા આત્મલક્ષ્મીવન્તાઓ જ માણશે

## ૭, સ્થાકાળ ને ઉપનિષતયુગ

ડૉ વિન્સેન્ટ સ્મિથ કહે છે કે બુદ્ધ ભગવાનનો જન્મ ઇ સ.
પૂ ૬૨૩ મા થયો હતો સસ્કૃતસાહિત્યાચાર્યો કહે છે કે બુદ્ધ ભગ-
વાન પ્રગટ્યા ત્હારે સાખ્ય ન્યાય મીમાસા આદિક પડ્દર્શનો લોક-
જાણીતા હતા, અને બૌદ્ધદર્શને-એક રીતે-સાખ્યદર્શનનો વિકાસ
છે અને એ તો અજવાળા જેવી વાત છે કે પડ્દર્શનો પ્રાય ઉપ-
નિષદોને આધારે રચાયેલા છે ડૉ ગ ગો ભાડારકર કહે છે કે
વ્યાકરણાચાર્ય પાણિની ઇ સ પૂ ૮ મા સૈકામા થયા, અને
સંસ્કૃતસાહિત્યના ઇતિહાસઅભ્યાસીઓ કેટલાક કહે છે કે રામાયણ
પાણિનીની પૂર્વે, આશરે ઇ સ. પૂ. ૧૨૦૦ થી ૧૦૦૦ મા, ત્યાયુ

અને મહાભારત રામાયણની પૂર્વે ઇ સ પૂ ૧૫૦૦ થી ૧૨૦૦ મા રચાયુ ઉપનિષદોમાની છન્દરચના અને ભાષાસંસ્કાર નિ સંદેહ ઉચ્ચારે છે કે ઉપનિષદો અષ્ટાધ્યાયી રામાયણ કે મહાભારતની પૂર્વેના છે રામાયણ-મહાભારતના આપણા અગ્ર અભ્યાસી શ્રી ચિન્તામણિ વૈદ્ય એમના કૃષ્ણચરિત્રમા લખે છે કે કૌરવપાડવનુ મહાયુદ્ધ ઇ સ પૂ ૩૧૦૨ મા ખેલાયુ, અને ત્હારે શ્રી કૃષ્ણ વયે ૮૩ વર્ષના હતા ને પિતામહ વયે ૧૩૫ વર્ષના હતા શ્રી કૃષ્ણચન્દ્રે (૩૧૦૨) કુરુક્ષેત્ર વચ્ચે ગીતાજી ભાખ્યા અને ભીષ્મ પિતામહે (૩૨૦૦) શરશય્યામાંથી શાન્તિપર્વ સંભળાવ્યુ એ મહાપ્રબળવિદોના યુગમા કેટલાક ક્ષાત્ર તત્વચિન્તકો થયા છે તો વિચારવાનુ એ રહે છે કે ઉપનિષત્યુગના ક્ષાત્ર તત્વચિન્તકો ભીષ્મકૃષ્ણની પૂર્વેના કે પછીના? એ પ્રશ્નનો ઉત્તર પ્રથમ દર્શને ભાસે છે એટલો અઘરો નથી

सर्वोपनिषदो गावो, दोग्धा गोपालनन्दन;
पार्थो वत्स, सुधीर्भोक्ता, दुग्ध गीतामृत महत्.

ગીતાપ્રશસ્તિનો એ શ્લોક સર્વવિદિત છે, ને એમા ભાખેલો ઇતિહાસ ભારતમાં સર્વમાન્ય છે કે ઉપનિષદરૂપી ગાયોનુ શ્રી કૃષ્ણે દોહેલુ ગીતાજી એ દૂધ છે એટલુ તો ત્હારે સિદ્ધ કે ઉપનિષદો ગીતાજીની ને શ્રીકૃષ્ણની પૂર્વેના છે ઇ સ ૧૯૨૮માં ઓક્સફર્ડમા મળેલી પૌર્વાત્ય વિદ્વન્પરિષદમા ડૉ વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય કહેલુ છે કે ઈશાવાસ્યોપનિષદની રચ્યાસાલ ઇ સ. પૂ. ૪૦૦૦થી યે પૂર્વેની છે ઇશાવાસ્યોપનિષ૰ તો સંહિતાભાગ છે, અને એ કારણે તે પ્રાચીનમા પ્રાચીન ઉપનિષદ છે અન્ય ઉપનિષદો બ્રાહ્મણોના ને આરણ્યકોના ભાગ છે, એટલે એ ગીતાજીની ને કૃષ્ણચન્દ્રની પૂર્વેના ખરા, પણ ઇશાવાસ્યોપનિષદની પછીના પણ શુક્લ યજુ સંહિતા ઋક્સંહિતા એટલી પ્રાચીન નથી એ આપણી જૂની ઇતિહાસકથની છે વાજસનેય સંહિતામાનું વાજસનેય ઉપનિષદ, જો વૈદ્યના કહેવા પ્રમાણે ઇ. સ પૂ ૪૫૦૦ની આસપાસમા રચાયુ હોય તો ઉપનિષદોનો

રચ્યાકાળ વાજસનેય ઉપનિષદની પછીનો અને શ્રીકૃષ્ણની પૂર્વેનો હોઇ ઇ. સ. પૂ. ૪૫૦૦ થી ૩૨૦૦ સુધીનો ઠરે છે. ઇતિહાસ ઉચ્ચારે છે કે છેલ્લાં પાંચ હ

ઉપનિ

યુગ હતો. ૫....

age of the Upanishads there was an earnest pursuit of knowledge and a high level of culture. The Upanishads reveal to us an age of intense intellectual unrest. × × A very high standard of culture had apparantly been attained. શ્રી સીતાનાથ તત્વભૂષણ કહે છે કે: The Upnishads are the product of a free and enlightened age.

સ્વયં ઉપનિષદમાં કેકયરાજ અશ્વપતિ કહે છે કે There was no thief in his kingdom and no adulterer. આર્યાવર્તના આર્યો એમના સત્યને માટે જગતવિખ્યાત હતા. ઇ. સ. પૂ. ૩૨૭માં સિકન્દરના ઇતિહાસનવેશે, ઇ. સ. ૯૦૦ માં આરબ મુસાફરે, ને ઇ. સ. ૧૨૫૦ ની આસપાસ મહાસફરી માર્કોપોલોએ એ આર્યસદ્‌ગુણ નિજ નિજની સફરવહીમાં નોંધેલો છે.

ઉપનિષદોનો ઉતરતો કાળ એટલે શાન્તિપર્વ ને શ્રીમદ્ ભગવદ્‌ગીતાનો કાળ; ભીષ્મ પિતામહ ને કૃષ્ણચન્દ્રનો કાળ; સિન્ધના પૌરાણિકશાસ્ત્રીઓને મતે (જયદ્રથના ?) મોહનજો ડેરાની સમૃદ્ધ સંસ્કૃતિનો કાળ. અને ઉપનિષતયુગનો મધ્યાહ્ન એટલે એમના કુલપ્રવરો ભરત હસ્તિન્ યયાતિ ને રન્તિદેવનો યુગ, દીલીપ ને રઘુનો મહાસંવત્સર. વ્યાસે ને કાલિદાસે અમર કવિતામાં ગાયેલો એ ઉપનિષદોનો સંસ્કૃતિયુગ. બ્રહ્મજ્ઞાનમાં, કવિતામાં, પવિત્રતામાં, સાધુતામાં: માનવવંશની મહાયશસ્વિની આત્મસમૃદ્ધિમાં કે સંસ્કારવિધાન સંસાર-બન્ધારણ કાયદા રીતરિવાજ રાજસંસ્થાની વિકાસેલી સંસ્કૃતિમાં

આજના પાર્થિવવૈભવી અતિકીર્તિત યુગથી એ ઉતરતો હતો ? કે ચ્હડિયાતો હતો ? મહાકાળ ને મહદવકાશના છાબડાઓમા પ્રતિહાસનાં સત્યોને તોળીને ઉત્તર ઉચ્ચરજો.

### ૮, ઉપનિષદોનાં છન્દ અને કવિતા

પાએક સદી ઉપરની–૧૯૦૭ની વાત છે છપાવતા પૂર્વે મ્હારો ગીતાભાષાન્તરનો હસ્તલેખ આપણા વિદ્વન્મણિ શ્રી (હાલના દિવાન બ્હાદુર) કેશવ હર્ષદ ધ્રુવને જોઇ જવાને આપ્યો હતો સ્વ મહામહોપાધ્યાય શાસ્ત્રી શંકરલાલજી એ ભાષાન્તરના અઢારે અધ્યાયનું અવલોકન કરી ગયા હતા એવું સમગ્ર અવલોકન તો કેશવલાલભાઇથી, નિજની સાહિત્યપ્રવૃત્તિના અને શાળાપતિના એવડા વ્યવસાયને લીધે, થઇ ન શક્યું પણ યથાવકાશ કંઇક ભાગ જોઇ જઇને માતઆઠેક મહત્ત્વની સૂચનાઓ એમણે કહી એમાની એક સૂચના ગીતાજીમાની ચતુશ્પાદ શ્લોકાવલિના છન્દ પરત્વેની હતી વિરાટદર્શનના એકાદશમા અધ્યાયનું ભાષાન્તર ત્યહારે મ્હેં પિંગળશાસ્ત્રનિયમિત વસન્તતિલકા વૃત્તમા કીધુ હતુ આપણા છન્દશાસ્ત્રના એ પરમ અભ્યાસીએ કહ્યું “ કવિ ! અર્થ અને કવિતાથી નિરાળો, ભારૂડ માયના ઘોષ સમો, વિરાટદર્શનના અધ્યાયના છન્દનો ઘોર વસન્તતિલકામા ન ઉતરે અનિયમિતને નિયમિત કરતા મૂળ છન્દનો ભવ્ય પડછન્દો લોપાય છે મૂળમાં છે એવો અનિયમિત છન્દનો પડઘો ગુજરાતીમા ઉતારો ” કેશવલાલભાઇના ઘણાખરા કાવ્યસૂચન ઉંડા અભ્યાસીના, ઉદાર અવલોકનના, પ્રતિહાસસિદ્ધ અને તેથી સ્વીકાર્ય હોય છે એમનું એ સૂચન મ્હેં અંગીકાર્યું ને વિરાટદર્શનના અધ્યાયનું નવુ ભાષાન્તર મૂળના જેવા છન્દમા કીધુ. આ ઉપકથામાની સારદૃષ્ટિ એ ઉપનિષદોના છન્દવિચારનો સારોદ્ધાર. વૈદિક વૃત્તોને પડછે ઉપનિષત્વૃત્તો નિયમિત છે પિંગળશાસ્ત્ર પછીના છન્દોને પડછે ઉપનિષત્છન્દો અનિયમિત છે પ. મેક્ષમૂલર ઉપનિષત્વૃત્તોને Archaic verse કહે છે એ છન્દની અનિયમિતતામાથી, વનઘોષ મન્ત્રો, કોઇક ભવ્ય પડછન્દ

ગાજી ઉઠે છે, જે કાળની તરંગાવલિ ઉપર તરતો આવતો આજ હજારો વર્ષે પછી પણ સભળાય છે

સિંહનાદ સમી એ તો ઉપનિષદોની શબ્દઘોષણાની કથા થઇ. અને ઉપનિષદોમાની કવિતા ! શ્રી હેમચન્દ્ર સરકાર કહે છે કે ઉપનિષદો are 'grand in conception and beautiful in language ' પરમ સત્યો ને પરમ કવિતાનો સંગમ ઉપનિષદોમા છે સમર્પણીઓનું મહાવ્રત એ છે કે નિજનું સર્વશ્રેષ્ઠ પરમાત્માના ચરણોમા સમર્પવું જાણે એ મહાવ્રતના વ્રતિયા હોય એમ ઉપનિષત્કાર મહર્ષિઓએ નિજની સર્વશ્રેષ્ઠ આત્મસામગ્રી પરમાત્મનચરણમા ઠાનવી દીધી છે ઉપનિષદોના મહારસિયા શોપનહોઅરને ઉપનિષદની કવિતા કે તાજમહેલ અજન્તા કે દેલવાડાના મન્દિરોમાની આપણી જગત્-વન્દ્ય શીલ્પકવિતા નથી ગમી પણ પ્લેટોને માટે યૂરોપી તત્ત્વમીમાસકો ભાખે છે તેમ ઉપનિષદના મન્ત્રદ્રષ્ટા ઋષિવરોએ બ્રહ્મવિદ્યાના મહા-સત્યો કવિતાની ફૂવારાધારાઓમા માનવકુળને સમર્પ્યા છે કુરાને શરીફનો શબ્દઘોષ, અર્થઘોષ સમો, ભ ય છે, બાઇબલમાનું the Sermon on the Mount, ગિરિશિખર સમુ ભવ્ય છે, શ્રીમદ્ ભાગવતમાનું ગોપિકાગીત ને વેદસ્તુતિ, હૃદયગુફા ને પરાપૂજ્ય સમા, ભવ્ય છે–હૃદયગમ છે પણ જગતની બ્રહ્મવિદ્યાની પરમ કવિતા તો ઉપનિષદોમા છે માયાવતી, આલ્મોરાના અદ્વૈતાશ્રમને હિમાદ્રિશિખરેથી સ્વામીજી શ્રી વિવેકાનન્દજીના સન્યાસીઓ એમના Minor Upnishadsના ઉપોદ્દ્ઘાતમા લખે છે કે The Upnishads present to us the Sublime in the most exquisite poetry in the whole world of literature બાઇબલમાની પૃથ્વીવખણાતી બોધગાથા ( Parables ) ની ઉપદેશશૈલી મૂળ ઉપનિષદોમા છે અગમ્યને ગમ્ય કરતી, વાણીપરને વાણીમા ઉતારવા મથતી, ઇન્દ્રિયપરને ઉપમાનિર્દેશથી હસ્તામલકવત્ કરતી કવિતાથી ઉપનિષદો ભરપૂર છે સ્પેન્સરના the Unknowableના સપ્રદાયને

ડૉ માર્ટિનોએ એક વાક્યખાણથી ઉચ્છેદી નાખ્યો છે કે It is like silence, one breaks it as soon as he asserts it. એવા કવિતામય સત્યના સૂત્રો, હજારો વર્ષથી જગતને અજવાળું આપતા ને હૃદયાન્ધકારને ધોતા, આભમાના તારલાઓની પેઠે, ઉપનિષદોના આભમા ઝગે છે આપણી કવિતા અને બ્રહ્મવિદ્યા બન્નેયના મહાસ્રોતો એક જ સરોવરમાથી નિર્ઝરેલા છે, અને એ સરોવર તે કૈલાસના માનસરોવર સમુ પાવનકારી, પૃથ્વીપ્રાચીન, આર્યસંસ્કૃતિનું મહાસરોવર.

ઉપનિષદો એટલે પરમ સત્યો ને પરમ કવિતાનાં સંગમતીર્થ એમની શાખાપ્રશાખાઓમા द्वा सुपर्णा सयुजा સખીઓ સમી ફિલસુફી ને કવિતાની સાહેલડીઓ રમે-વિહરે છે એ કવિતામૃતને કારણે ઉપનિષદો અમર છે ઉપનિષદોનાથી યે ભવ્ય સત્ય ને કવિતાના સંગમતીર્થ જગતે નથી દીઠા એમ નહિ અને કવિતાદેવીનાં એ મન્દાકિનીતીર્થ છે પુરુષસૂક્તને ને વિરાટદર્શનને બ્રહ્મઘાટે.

## ૯, ઉપનિષદો શુ કૂકે છે?

અને છેલ્લે છેલ્લે સૌને એ સહજ પ્રશ્ન થાય કે ઉપનિષદો શુ કૂકે છે? સમસ્ત ઉત્તર એક જ છે કે ચોમેર પડેલ વિશ્વના પડદાઓની પાછળ નિરખવાને ઉપનિષદો પ્રયત્નશીલ છે બાળ નચિકેતા યમદેવને એ પ્રશ્ન પૂછે છે કે મૃત્યુના પડદાની પાછળ શુ? છે? કે નથી? સૃષ્ટિની ઉત્પત્તિ ક્યહાથી ને શાથી? ઉત્તરમા ઉપનિષદ કૂકુ સચોટ સુદામર સૂત્ર ઉચ્ચારે છે કે एकोहं बहुस्याम ઉપનિષદ પૂછે છે કે પરા વિદ્યા કઇ? ને અપરા વિદ્યા કઇ? જન્મ જરા ને જન્માન્તર—જન્મ-મરણની ઘટમાળથી પર એવુ અમૃતત્વ શુ છે? ને કેમ પ્રાપ્ત થાય? 'Henceforth this cry of non-return' એ મુક્તિપદ મનાયુ આ સૂર્યચન્દ્ર જ્યહાં પ્રકાશતા નથી, પણ 'સહસ્રરશ્મિ' જ્યહાં અનસ્ત તપે છે એ બ્રહ્મલોક ક્યહા અને કેવોક છે? બ્રહ્મ સ્વયં the Primal Cause of the Universe, शुभ्रमपापविध्धम्,

**आनन्दरूपममृतम्, सच्चिदानन्दः** જે જાણ્યે સહુ જાણેલુ થાય ને જે પામ્યે સહુ પામેલુ થાય એ કેવો છે ? ને કેમ પમાય ? આત્મા ને પરમાત્મા ( એ શબ્દદ્વન્દ્વના પડઘા સમસ્ત પૃથ્વીને વીંધીને અમેરિકામા જઇ, એમર્સનની હૃદયગુફામા પ્રવેશી, પાછા નીસરી, Soul અને Oversoul શબ્દે સંભળાયા )નું સ્વરૂપ અને સખ્ય કેવાક પ્રકારના છે ? **द्वा सुपर्णा सयुजा सखाया** થી ધીરે ધીરે ઉંચે ચ્હડતા ઉપનિષદોએ પૃચ્છક મુમુક્ષુને મહાવાક્ય કહ્યુ કે (**तत्त्वमसि**) ૨૦ મી સદીમા આજ એક અમેરિકન તત્વવિચારકે પુસ્તક લખ્યુ છે કે Every Man a King એથી અનેકવા આગળ વધીને ત્રણેક હજાર વર્ષો પૂર્વે ઉપનિષત્‌દ્રષ્ટાઓએ ઉચ્ચાર્યું છે કે **ब्रह्मास्मि**, Every Man the God વિવેકાનન્દી નવસન્યાસીઓ કહે છે કે 'the Upanishads are a mine of strength.' 'The first fruit he acquired was fearlessness ' **अभीह**, non-fear જોગીલોકનો અનભે એ ઉપનિષદનો પ્રાણ-મન્ત્ર છે **सच्चिदानन्द** ઉપનિષદોનો **प्राणस्य प्राण** છે આ ઉપનિષતવિદ્યાને બ્રહ્મજ્ઞાનીઓ **ब्रह्मविद्या-गुह्यतमम्** કહી વર્ણવે છે, અને એ પામ્યે માનવી જીવનમુક્ત થઇ રહે છે કર્મકાંડથી પર, વાયુ વીજળી મેઘ ઉષા યમના સ્તવનોથી પાર આત્માની અને દિશાઓની ગહન ગુહાઓમા મન્ત્રદ્રષ્ટા ઋષિવરોએ દૃષ્ટિ પ્રોઇને ઉપનિષદો ગાયા છે એમની પછી જે જે વિશ્વદ્રષ્ટાઓએ વિશ્વના પડદાઓની પાછળ નિહાળીને પરમ દર્શન ભાખ્યા છે, ઉપનિષદોના એ અનુજ બ્રહ્મવિદોએ ઉપનિષદોથી અધિક બ્રહ્મવિદ્યાના શા શા પયગામ માનવલોકને સંભળાવ્યા છે ?

### ૧૦, ઉપસંહાર

મોક્ષપ્રાપ્તિના-બ્રહ્મશિખરના બ્રહ્મમન્દિરે જવાના ચાર બ્રહ્મમાર્ગ આર્વોએ નિર્ધાર્યા છે, કર્મમાર્ગ જ્ઞાનમાર્ગ યોગમાર્ગ ને ભક્તિમાર્ગ નિરનિરાળા મહાપુરુષોએ નિજનિજના સમ્પ્રદાયાનુસાર નિરનિરાળા બ્રહ્મમાર્ગને

સર્વોત્તમ ભાખેલા છે. પણ હિન્દુધર્મના સહુ મહાતત્વચિન્તકો એટલું તો એકમતે ઉચ્ચારે છે કે એ ચારે ય બ્રહ્મશિખરે વિરાજતા બ્રહ્મમન્દિરના બ્રહ્મમાર્ગો છે ઉપનિષદો કોઈ સાંપ્રદાયિક ગ્રન્થો નથી. સાગરમાં સહુ નદીઓ આવીને સમાય છે, એમ ઉપનિષદોમાં સહુ સમ્પ્રદાયો સમાય છે તેમ ઉપનિષદો એકમાર્ગી ગ્રન્થો પણ નથી નગરચોકમાં જેમ ચારે દિશાના રાજમાર્ગો આવીને ઢોળાય છે, એમ તત્વજ્ઞાનના જ્ઞાનચોકરૂપ ઉપનિષદોમાં પણ ચારે બ્રહ્મમાર્ગ આવી મળે છે ઉપનિષદો એટલે કર્મમાર્ગ જ્ઞાનમાર્ગ યોગમાર્ગ ભક્તિમાર્ગનો સમન્વય. એ ખરૂં છે કે 'Truth is far from mere intellectualism' ઉપનિષદો કેવળ Intellectualism નથી અને એથી જ ઉપનિષદોમાં 'Germs of all religious thought of India' રહેલા છે હવેલીના બધા યે ઓરડાઓને ઝીલે ને અવલમ્બન દે એ હવેલીનો પાયો, એમ હિન્દુધર્મના અંગરૂપ સર્વ સમ્પ્રદાયોને અને પરમ માનસપ્રેરણાઓના જ્યોતિર્પ્રવાહરૂપ ચારે ય બ્રહ્મમાર્ગોને ઝીલે ને અવલમ્બન દે એ હિન્દુધર્મના પાયારૂપ પ્રસ્થાનત્રયી ગીતા ઉપનિષદો ને બ્રહ્મસૂત્રો હિન્દુ સંપ્રદાયો ઐતિહાસિક છે, હિન્દુ પ્રસ્થાનત્રયી સનાતન છે સંપ્રદાયો પ્રગટે, ખીલે, મ્હોરે, ને કરમાય, પ્રસ્થાનત્રયી ઇતિહાસની ઋતુઓના ઋતુભાવથી સદા કાલાતીત છે ઉપનિષદો એક સંપ્રદાયના, એક દિશાના, એક માર્ગના ગ્રન્થો નથી ઉપનિષદો સર્વમાન્ય, સર્વદેશીય, ધર્મના પાયારૂપ, જગતના પ્રાચીનમાં પ્રાચીન તત્વજ્ઞાનના ધર્મશાસ્ત્રો છે. બુદ્ધ ભગવાને કહ્યું કે જન્મ મરણ ને જન્માન્તરથી પર અમૃતત્વ એ નિર્વાણપદ એમ કહીને ઉપનિષદોની સાક્ષી પૂરી. ખ્રીસ્ત ભગવાને **તત્ત્વમસિ**ની પેઠે કહ્યું કે I and my Father are one, એમ કહીને ઉપનિષદોની સાક્ષી પૂરી. મનસૂર સૂફીએ **અહમાસ્મિ**ના જેવી અનલ હક્કની બાંગ પોકારી, અને એમ કહીને ઉપનિષદોની સાક્ષી પૂરી બૌદ્ધ ખ્રીસ્તી ઇસ્લામી-જગતના એ

-મહાધર્મોએ ઉપનિષદના પૃથ્વીપ્રાચીન જ્ઞાનકાંડની એમ સાક્ષીઓ પૂરી છે. પરદેશીઓ ઉપનિષદોને ભારતના અગમ્યવાદ ( Mystecism ) ના મહાગ્રન્થો કહે છે. હિન્દુઓ ઉપનિષદોને યુગયુગથી બ્રહ્મલોકનાં વિમાન ને અમૃતત્વના સેતુરૂપ માને છે. પરધર્મીઓ ઉપનિષદોને જીંદગીના વિશ્રામઘાટ ને મૃત્યુની આરામગાહ ઉચ્ચારે છે. ઇતિહાસ એટલી તો નિ:સન્દેહ સાક્ષી ભણે છે કે હિન્દુઓનું સનાતન છે એ જગતનું પણ સનાતન છે.

અધિક પૂર્ણિમા, સં. ૧૯૮૭ ન્હાનાલાલ દલપતરામ કવિ

પૂરવણી : ઉપરની પ્રસ્તાવના શ્રી. નર્મદાશંકરભાઇને બતાવતાં એમણે બે માહીતિઓ વિશેષ આપીઃ (૧) દારા શિકોહના ગ્રન્થની પ્રસ્તાવનાનો સાર; (૨) ૧૯૩૦માં છપાયેલો શ્રી. ચિંતામણિ વૈદ્યનો ગ્રન્થ History of Sanskrit Literature: Vedic Period. ઉપનિષદના અભ્યાસીઓને એ બન્ને મહત્વના ગ્રન્થો છે, અને એમનામાંના કેટલાક મુદ્દાઓ નીચે આપ્યા છે કૌંસમાં છે એ મ્હારાં ઉમેરણો છે.

૧. દારા શિકોહના ગ્રન્થનું નામ શરેહે અકબર–મહાન શરેહ છે. કાશ્મીરમાં હઝરત મુલ્લાશાહ કરીને એક સાંઇ હતા શાહજહાન બાદશાહ એમને બહુમાને સન્માનતા મુલ્લાંશાહ અનેકશાસ્ત્રવેત્તા બ્રહ્મવિદ હતા. હિજરી સ. ૧૦૫૮મા શાહઝાદો દારા ફકીરવેશે કાશ્મીરયાત્રાએ ગયો હતો ત્યાં ત્હેને મુલ્લાંશાહનો સમાગમ થયો. મુલ્લાંશાહે દારા શિકોહને ઉપનિષદોની વાત કહી, અને બ્રહ્મવિદ્યાનું

( રૂમશામ સુધી–યૂરોપના આરા પર્યન્ત ફારસી ભાષા ત્હારે–ચીન સિવાય–સમસ્ત એશિયા ખંડની રાજભાષા હતી એટલે દારા શિકોહના ભાષાન્તરોની પાંખે ઉપનિષદો ત્હારે એશિયા ખંડમાં ઉડતાં ચર્યાં, ને એમ ઉડતા ઉડતા પછી યૂરોપને કાંઠે ઉતર્યાં પં. મેક્ષમુલર કહે છે કે એ ફારસી ઉપનિષદો ઉપરથી મોં એક્વેટિલ ડુપેરોએ ફ્રેંચ ભાષામાં ને લેટિન ભાષામાં ઉપનિષદોના ભાષાન્તરો કીધાં, અને એ લેટિન ભાષાન્તર ઇ સ ૧૮૦૧–૦૨માં છપાયું ફિલસુફ શોપન–હોઅરે એ લેટિન ઉપનિષદો વાંચ્યા, ને યૂરોપને વંચાવ્યા.

આમ આર્યાવર્તની બહાર એશિયાયૂરોપમાં ઉપનિષદોનો પ્હેલ્લો પ્રચાર ઇસ્લામી શાહઝાદા દારા શિકોહે કીધો )

૨ ઉપનિષદોના રચ્યાકાળ પરત્વેના શ્રી ચિન્તામણિ વૈદ્યના ગ્રન્થમાંથી મહત્ત્વના થોડા ફકરા નીચે નોંધ્યા છે

P 9 The Bharat fight took place in B C 3102 Pp 5 & 11 · 3102 B C, the date of the Bharat fight.

P 39. The original Gita af Vyasa, if such existed, must be dated 3102 B C

P. 58 Dr Iwienski of Warshaw, in the preface to his Bhagvadgita in French, says · We can scarcely find, in the whole European literature, a book which we can put by the side of Gita

P 17. The Vedic and Post-Vedic period of Sanskrit literature extends from 4500 B C to 800 B C, i e from Sanhita to pre-Panini, to be called the Shruti period.

Pp 31-32. The oldest period in the Aryan civilization may, therefore, be called the Aditi or Pre-Orion period, and we may, therefore, roughly

assign 6000-4000 B C as its limits A good many suktas of Rigveda were composed in that period.

( હરદ્વાર ગુરુકુલના કુલપતિ પં રામદેવજી એમના भारत-वर्षका इतिहास મા લખે છે કે ભારત કે પ્રસિદ્ધ વિદ્વાન પંડિત બાલ ગંગાધર તિલક અપની પુસ્તક 'ઓરાયન' મેં જ્યોતિષ વિદ્યાકે પ્રમાણસે સિદ્ધ કરતે હૈં કી વિશેષ ( ઋગ્વેદ )સંહિતા બાગેઠિ બને ૧૨૦૦૦-આઠ સહસ્ર વર્ષોસે ભી અધિક વ્યતીત હો ચૂકે હૈ એટલે કે એ કાળ ઈ સ પૂ. ૧૦૦૦૦ ની પૂર્વેનો )

Pp 162-63-64= 1 Isha, 2 Ken, 3 Katha, 4 Prashna, 5 Mundaka, 6 Mandukya, 7 Taittiriya, 8 Aitreya, 9 Chhandogya, 10 Brihadaranyaka these ten Upanishadas have been commented upon by Shankara. Other 3 are really old ones Kaushatki, Shvetashvatara, and Maitrayaniya. These 13 only fall within the Shruti period.

P 158 (ઉપનિષત્મહિમા વિશે શ્રી ચિંતામણિ વૈદ્ય કહે છે ) Noblest portions of Vedic literature, indeed of the whole range of Sanskrit literature × Sublimest from the philosophical as well as literary points of view × Embodying the highest philosophical speculations to which man can rise. × The most serious attempts of man to solve the never-to-be-solved mystery of Man, Nature and God. × Surpassing even the Dialogues of Plato in eloquence and sublimity of thought. × They (the Rishis) also rose beyond the idea of Heaven.

P 188 Chhandogya This Upanishad is, according to our (Mr. Vaidya's) view the oldest of all-perhaps with exception of the Isha

of Chhandogya and other Upanishads × somewhere about 2500 B. C.

P. 168. If is a question whether prose comes first or verse. ( ઇતિહાસ કહે છે કે પ્રથમ Rhythm આવે છે; ઋગ્વેદ. )

P. 173. If then the latest Upnishad vis. Maitryaniya is as old as 2000 B. C., the Upnishadic Age (i. e. of the 10 principal Upanishads) must be placed between 2500 & 3000 B. C.

( શ્રી. ચિંતામણિ વૈદ્યનો આ ઉપનિષત્‌યુગનિર્ણય પ્રસ્તાવનામાં કહેલા નિર્ણયથી બહુ નિરાળો નથી. પણ આખરી નિર્ણય બાંધતાં પહેલાં મુમુક્ષુએ નીચેના મુદ્દાઓ વિચારવાના રહે છે.

શતપથમાં પરીક્ષિતના પુત્રોના અશ્વમેધની કથા છે; એટલે તે અર્જુનની પછીનું; ઇ. સ. પૂ ૩૧૦૦ પછીનું. પ્રાચીનમાં પ્રાચીન એ નહિ, પણ ઈશોપનિષદ છે.

બીજાં ઉપનિષદો ભારતયુદ્ધની પૂર્વેના–ઇ. સ પૂ. ૩૧૦૦ની પૂર્વેનાં છે. કઠમાંથી ગીતામાં શ્લોકો ઉધ્ધૃત છે.

પ્રાચીનમાં પ્રાચીન ઉપનિષદ ઈશનો રચ્યાકાળ શ્રી વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય ઇ. સ. પૂ ૪૦૦૦ની પૂર્વેનો સ્થાપે છે.

કીથ ને મેકડોનેલ શતપથ બ્રાહ્મણને ઉપનિષદોમાંથી છેલ્લું કહે છે. શ્રી. ચિંતામણિ વૈદ્ય શતપથનો રચ્યાકાળ ઇ. સ. પૂ ૩૦૦૦ વર્ષનો કહે છે.

આમ સરવાળે: ઈશ અને શતપથની વચ્ચે દશોપનિષદોનો રચ્યાકાળ આવે છે; એટલે કે ઇ. સ. પૂ ૪૫૦૦ થી ૩૦૦૦નો.

શ્વેતાશ્વતર કૌશીતકી ને મૈત્રાયણીય ઉપનિષદોના રચ્યાકાળ શ્રી. ચિંતામણિ વૈદ્ય ઇ. સ. પૂ. ૨૮૦૦ ( પા. ૨૦૧ ) ૨૫૦૦ ( પા. ૧૦૧ ) ને ૨૦૦૦ ( પા. ૮૭ ) કહે છે. )

( ઋગ્વેદના છન્દો–વૃત્તો વિશેની શ્રી ચિંતામણિ વૈદ્યની માહીતિ છન્દસ્શાસ્ત્રના અભ્યાસીઓએ જાણવા જેવી છે; તેથી કિંચિત અંહી આપી છે. )

P 206. Kena Indra is still the highest deity × It may, therefore, be earlier than Kath

P 200 Kath *Verses oft-quoted by later* works, chiefly the Gita × Older than Gita

P. 205 Mundaka. The Simile taken from archery is grand × Some verses are taken from the Rig Veda

P 201 Taittiriya It may have preceded the Kath

P 6 Satpatha Brahman, ( including the Brihadaranya Upnishad ) unquestionably (?) the oldest × Its composition must be placed *in* about 3000 B C

P 11 Macdonell thinks that it (Shatpatha) is the latest

P 219 Keith looks upon Aitareya ( including Aitareya Upnishad ) as the oldest Brahmana, Shatpath as the latest

P 28 Taittiriya Brahmana ( including Taittiriya Upnishad ) *is nearly as old* as Satpath. Its style is older than that of Satpath P. 37 The oldest portion may be taken to be about 2800 B C

P 8 Maintrayaniya furnishes us with an astronomicsl statement ×-calculated to be about 1900 B C The age of the Brahmanas thus extends from about 3000 B C. to 2000 B C

P 80 Aitareya Brahman The date of this Brahmana must be taken a little before the date

of Chhandogya and other Upanishads × somewhere about 2500 B. C.

P. 168. If is a question whether prose comes first or verse. ( ઇતિહાસ કહે છે કે પ્રથમ Rhythm આવે છે; ઋગ્વેદ. )

P. 173. If then the latest Upnishad vis. Maitryaniya is as old as 2000 B. C., the Upnishadic Age (i. e. of the 10 principal Upanishads) must be placed between 2500 & 3000 B. C.

( શ્રી. ચિંતામણિ વૈદ્યનો આ ઉપનિષત્યુગનિર્ણય પ્રસ્તાવનામાં કહેલા નિર્ણયથી બહુ નિરાળો નથી. પણ આખરી નિર્ણય બાંધતાં પહેલાં મુમુક્ષુએ નીચેના મુદ્દાઓ વિચારવાના રહે છે.

શતપથમાં પરીક્ષિતના પુત્રોના અશ્વમેધની કથા છે; એટલે તે અર્જુનની પછીનું; ઇ. સ. પૂ. ૩૧૦૦ પછીનું. પ્રાચીનમાં પ્રાચીન એ નહિ, પણ ઈશોપનિષદ છે.

બીજાં ઉપનિષદો ભારતયુદ્ધની પૂર્વેનાં–ઇ. સ. પૂ. ૩૧૦૦ની પૂર્વેનાં છે. કઠમાંથી ગીતામાં શ્લોકો ઉધ્ધૃત છે.

પ્રાચીનમાં પ્રાચીન ઉપનિષદ ઈશનો રચ્યાકાળ શ્રી વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય ઇ. સ. પૂ. ૪૦૦૦ની પૂર્વેનો સ્થાપે છે.

કીથ ને મેકડોનેલ શતપથ બ્રાહ્મણને ઉપનિષદોમાંથી છેલ્લું કહે છે. શ્રી. ચિંતામણિ વૈદ્ય શતપથનો રચ્યાકાળ ઇ. સ. પૂ. ૩૦૦૦ વર્ષનો કહે છે.

આમ સરવાળે: ઈશ અને શતપથની વચ્ચે દશોપનિષદોનો રચ્યાકાળ આવે છે; એટલે કે ઇ. સ. પૂ. ૪૫૦૦ થી ૩૦૦૦નો.

શ્વેતાશ્વતર કૌશતકી ને મૈત્રાયણીય ઉપનિષદોના રચ્યાકાળ શ્રી. ચિંતામણિ વૈદ્ય ઇ. સ. પૂ. ૨૮૦૦ ( પા. ૨૦૬ ) ૨૫૦૦ ( પા. ૧૦૧ ) ને ૨૦૦૦ ( પા. ૮૭ ) કહે છે. )

( ઋગ્વેદના છન્દો–વૃત્તો વિશેની શ્રી ચિંતામણિ વૈદ્યની માહીતિ છન્દસ્શાસ્ત્રના અભ્યાસીઓએ જાણવા જેવી છે; તેથી કિંચિત અંહીં આપી છે. )

P. 68 Metre. The Vedic metre depends solely on the number of syllables ( અક્ષર ) in it. There is no restriction as to the shortness or length of the several syllables

P. 69. Gayatri, Trishtup, & Jagati are most important metres; Trishtup with four feet (ચરણ) of 11 syllables each being the most important, nearly two-fifths of the Rigveda verses being in this metre.

P. 71 The *Zenda Avesta also contains* many verses in this metre (Trishtup) of four feet with 11 syllables in each.

P. 70 The Vedic poets like all other poets were not, however, hidebound in the matter of metre; and they sometimes used one or two syllables less or more.

Katyayana sutras say: With one syllable less and more, the kinds of metres would be Nichrit & Bhuris, with two (less or more) they would be Virat & Swarat.

P. 71. There are also mixed metres, three feet with eight syllables and a fourth with six is an example.

P. 73. The Anustup, however, became popular with writers of long poems, and of extensive works on any subject in later Sanskrit; because the restriction therein on long and short syllables is very limited.

P. 71. Vyasa, in the Mahabharat, often follows the *license of Vedic poets*

---

# ઉપનિષત્પંચક

( ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુંડક )

ॐ

મહાસ્ત્ર ઉપનિષદનું ધનુષ્ ધરી,
ઉપાસનાથી ઘસ્યું બાણ સાંધીને,
ખેંચી જ તદ્ભાવવિલીન ચિત્તથી
વીરા ! વીંધો અક્ષરરૂપ લક્ષ્ય તે.

મુંડકોપનિષદ

# ૧, શ્રી ઈશાવાસ્યોપનિષદ

ન્હાનામાં ન્હાનું, છતાં પ્રાચીનમાં પ્રાચીન, ને તેથી માહાત્મ્યે મ્હોટું, આ ઈશોપનિષદ છે. બીજાં ઉપનિષદો બ્રાહ્મણ કે આરણ્યકના વિભાગ છે; ઈશોપનિષદ સંહિતાભાગ છે. સંહિતાભાગ હોવાથી માત્ર (૧૮) મન્ત્રોનું આ ઉપનિષદ વિદ્દ્‌મન્ય ને બહુમૂલું છે.

વેદોના સંહિતાભાગ પ્રથમ રચાયા છે, બ્રાહ્મણ ને આરણ્યક–વિભાગ પછી રચાયા છે. એટલે ઉપનિષદમાળામાં આ ઉપનિષદ સર્વપ્રાચીન છે.

યજુર્વેદના બે વિભાગ છે : શુક્લ યજુર્વેદ ને કૃષ્ણ યજુર્વેદ. શુક્લ યજુર્વેદને વાજસનેય સંહિતા પણ કહે છે, ને કૃષ્ણ યજુર્વેદને તૈત્તિરીય સંહિતા કહે છે. વાજસનિ = અન્નનું સદાવ્રત દેનાર ઋષિ; ને ત્હેમના પુત્ર તે વાજસનેય; એમને પ્રાપ્ત થયેલા મન્ત્રો તે વાજસનેય સંહિતા. એ સંહિતામાંનું ઉપનિષદ તે વાજસનેય ઉપનિષદ.

વાજસનેય સંહિતાના (૪૦) અધ્યાય છે. એમાંનો છેલ્લો–૪૦મો અધ્યાય એ આ ઉપનિષદ. પ્રથમના ૩૯ અધ્યાયોમાં કર્મકાંડનું પ્રતિપાદન છે; આ ૪૦મા અધ્યાયમાં જ્ઞાનકાંડનું નિરૂપણ છે.

શુક્લ યજુર્વેદની માધ્યંદિની શાખાનું આ ઉપનિષદ છે; ને આદ્ય શબ્દો ઉપરથી ઈશ કે ઈશાવાસ્યોપનિષદને નામે વિખ્યાત છે.

પૂનાની આનન્દાશ્રમગ્રન્થાવલિમાં આ ઉપનિષદ છપાયેલું છે. ભગવાન શંકરાચાર્યે આ ઉપનિષદનું ભાષ્ય રચેલું છે. ભાષ્ય ટીકા રહસ્ય દીપિકા વિવૃત્તિ: એમ અનેક વિવરણો આનાં રચાયેલાં છે.

આ ઉપનિષદ ક્ય્હારે રચાયું એની અનેક અટકળો છે. લો. મા. ટિળક મહારાજ કહે છે કે ઋગ્વેદસંહિતાનો યુગ ઓછામાં ઓછો ઇ. અ. પૂ. દસ હજાર વર્ષ ઉપરનો ગણાય. પણ શુક્લ યજુઃસંહિતા મોડી રચાયાનું પ્રાચીન વિદ્દનવાક્ય છે. ડૉ. રા. ગો. ભાંડારકરના અભિપ્રાયે સંસ્કૃતવ્યાકરણાચાર્ય પાણિની ઇ. સ. પૂ. ૮મા શતકમાં થયા. રામાયણમહાભારતનાં છેલ્લાં સંસ્કરણ પાણિનીની પહેલાં,

એટલે કે ઇ સ પૂ ૧૦૦૦થી ૧૫૦૦મા, થયાનું સંસ્કૃતમાહિત્યાભ્યાસીઓ કહે છે. 'The classical Sanskrit is very different from the language of the Upnishads,' પણ વૈદિક સંસ્કૃતના જેટલી ઉપનિષદોની ભાષા પ્રાચીન નથી વસ્તુત Classic સંસ્કૃત અને વૈદિક સંસ્કૃતની વચગાળે ઉપનિષદોની ભાષા ઉભે છે વૈદિક સંસ્કૃતનું ઉપનિષદ્‌ભાષામા રૂપાન્તર થાય ને ઉપનિષદ્‌ભાષાનું Classic સંસ્કૃતમા રૂપાન્તર થતા જે કાળ લાગે તે બન્નેનો વિચાર કરીને ઇ સ ૧૯૨૮માં ઓક્ષફર્ડમાં મળેલી પૌર્વાત્ય વિદ્વન્‌-પરિષદ્‌મા ઇશાવાસ્યોપનિષદના રચ્યાકાળ વિશે બોલતા આપણા ડો. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્યે કહ્યું છે કે The time about which the Upnishad of the type of ઇશાવાસ્ય was written may be pushed back at least to four thousand years before Christ.

એટલે કે ઇશાવાસ્યોપનિષદ આજથી ઓછામાં ઓછા છએક હજાર વર્ષોની યે પૂર્વે રચાયેલુ છે

ઇશોપનિષદ આમ જગતનો પ્રાચીનમા પ્રાચીન જ્ઞાનકાંડ છે શંકરાચાર્ય ઇશુ ખ્રીસ્ત કે બુદ્ધ ભગવાન, સોક્રેટિસ પ્લેટો કે ઍરિસ્ટોટલના ફિલસુફયુગ વિચારતા વૃદ્ધ ઇશાવાસ્ય જાણે પૃથ્વીપ્રાચીન ભાસે છે.

કેટલાક માને છે કે કર્મમાર્ગનો ને જ્ઞાનમાર્ગનો આ ઉપનિષદમા સમન્વય છે કર્મમાર્ગી જ્ઞાનમાર્ગી ને આત્મદર્શન એમ ત્રિવિધ જનતાનું આમા વ્યાખ્યાન છે સત્યનું મુખ સોનાથી છદિતું છે, પૂષન્! સત્યધર્મના દર્શનાર્થે તે ઉઘાડ ઉપનિષદનો એ મન્ત્ર આજની અર્થપ્રધાન સંસ્કૃતિના યુગમા બહુ અર્થવન્તો લાગશે

Sacred Books of the Eastમા પ મેક્ષમૂલર કહે છે કે This Upnishad, though apparently simple and intelligible, is in reality one of the most difficult to understand properly કારણ કે ઉપનિષદ્‌સાહિત્યમા આ ઉપનિષદ સૂત્રરૂપ છે

ॐ तत्सत्।

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥



ॐ ईशावास्यमिदꣳ सर्वं यत्किंच जगत्यां जगत् ।
तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्य स्विद्धनम् ॥ १ ॥

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।
एवं त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २ ॥

असूर्या नाम ते लोका अन्धेन तमसावृताः ।
ताꣳस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ ३ ॥

अनेजदेकं मनसो जवीयो
नैनद्देवा आप्नुवन्पूर्वमर्षत् ।
तद्धावतोऽन्यानत्येति तिष्ठत्
तस्मिन्नपो मातरिश्वा दधाति ॥ ४ ॥

तदेजति तन्नैजति तद्दूरे तद्वन्तिके ।
तदन्तरस्य सर्वस्य तदु सर्वस्यास्य बाह्यतः ॥ ५ ॥

ૐ તે સત છે.

ૐ પૂર્ણ છે એ, પૂર્ણ છે આ; પૂર્ણથી પૂર્ણ ઉદ્ભવે;
પૂર્ણમાંથી પૂર્ણ લેતાં પૂર્ણ એક જ શેષ રૂહે.
ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.

ૐ

૧, ઈશે આચ્છાદ્યું આ સર્વ, જે કાંઈ જગમાં જગત;
તેહને ત્યાગીને ભોગ; વાંછ મા કોનું યે ધન.

૨, કર્મ કરતો જ આ લોકે ઈચ્છ સો વર્ષ જીવવા;
એ જ ત્હારે, ન ત્યાં બીજું; તો લેપે કર્મ ના ત્હને.

૩, અસૂર્ય નામ એ લોક, કાળે અન્ધાર જે વીંટયાં;
મૂવે ત્યહાં જાય છે તેહ, જે કો હો આત્મઘાતક.

૪, એ એક ને ધ્રુવ, મનથી ય વેગી;
એને ન પ્હોંચે ઈન્દ્રિયો, ધાય આગે;
ઉભો યે તે વટે અન્ય દોડતાંને;
ત્હેમાં ચેતન માતરિશ્વા મૂકે છે.

૫, ધ્રુવ તે, તેહ અધ્રુવ; દૂર તે, તે સમીપ છે;
તે છે અન્તરમાં સૌના, તે તો સૌની ય બ્હાર છે.

यस्तु सर्वाणि भूतान्यात्मन्येवानुपश्यति ।
सर्वभूतेषु चात्मानं ततो न विजुगुप्सते ॥ ६ ॥

यस्मिन्सर्वाणि भूतान्यात्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोक एकत्वमनुपश्यतः ॥ ७ ॥

स पर्यगाच्छुक्रमकायमव्रणम्
अस्नाविरꣳ शुद्धमपापविद्धम् ।
कविर्मनीषी परिभूः स्वयंभूः
र्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ८ ॥

अन्धं तमः प्रविशन्ति येऽविद्यामुपासते ।
ततो भूय इव ते तमो य उ विद्यायाꣳरताः ॥ ९ ॥

अन्यदेवाहुर्विद्ययान्यदाहुरविद्यया ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १० ॥

विद्यां चाविद्यां च यस्तद्वेदोभयꣳ सह ।
अविद्यया मृत्युं तीर्त्वा विद्ययामृतमश्नुते ॥ ११ ॥

अन्धं तमः प्रविशन्ति येऽसंभूतिमुपासते ।
ततो भूय इव ते तमो य उ संभूत्याꣳरताः ॥ १२ ॥

अन्यदेवाहुः संभवादन्यदाहुरसंभवात् ।
इति शुश्रुम धीराणां ये नस्तद्विचचक्षिरे ॥ १३ ॥

संभूतिं च विनाशं च यस्तद्वेदोभयꣳ सह ।
विनाशेन मृत्युं तीर्त्वा संभूत्यामृतमश्नुते ॥ १४ ॥

૬, જેહ તો સર્વ ભૂતોને પેખે છે આત્મને વિશે,
ને સર્વે ભૂતમાં આત્મા; પછી ત્હેને ઘૃણા કશી ?

૭, સર્વ ભૂતો આત્મરૂપ જેહ વિજ્ઞાનીને થયાં,
ત્હેને શો મોહ ? શો શોક ? એકત્વ પ્રીછનારને ?

૮, તે સર્વગામી, શુભ્ર, અકાય, અખંડ,
સ્નાયુવ્હોણો, શુદ્ધ, પાપછાયા વિનાનો;
સર્વજ્ઞ, સર્વેશ, ક્રાન્તદર્શી, સ્વયંભૂ;
શાશ્વત વર્ષથી તત્ત્વો યોજ્યાં એણે યથાસ્થિત.

૯, પડે ઘોર તમિસ્રામાં અવિદ્યા જે ઉપાસતા;
ને જે આસક્ત વિદ્યામાં, તે તો તેથી ય ઘોરમાં.

૧૦, ભાખે જૂદું જ વિદ્યાથી, અવિદ્યાથી જૂદું કહે;
એવું અમે સુણેલું છે વ્યાખ્યાતા ધીરવીરથી.

૧૧, (વિદ્યાને ને અવિદ્યાને જાણે સાથે જ બે ય, તે
અવિદ્યાથી તરી મૃત્યુ માણે વિદ્યાથી અમૃત.

૧૨, પડે ઘોર તમિસ્રામાં જે અસંભૂતિ સેવતા;
ને જે સંભૂતિના સંગી, તે તો તેથી ય ઘોરમાં.

૧૩, ભાખે સંભૂતિથી જૂદું, ને અસંભૂતિથી જૂદું;
એવું અમે સુણેલું છે વ્યાખ્યાતા ધીરવીરથી.

૧૪, સંભૂતિ ને અસંભૂતિ જાણે સાથે જ બે ય, તે
અસંભૂતિથી તરી મૃત્યુ લે સંભૂતિથી અમૃત.

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ १५ ॥

पूषन्नेकर्षे यम सूर्यप्राजापत्य
व्यूह रश्मीन्समूह ।
तेजो यत्ते रूपं कल्याणतम तत्ते पश्यामि
योऽसावसौ पुरुषः सोऽहमस्मि ॥ १६ ॥

वायुरनिलममृतमथेदं भस्मान्तꣳ शरीरम् ।
ॐ क्रतो स्मर कृतꣳ स्मर
क्रतो स्मर कृतꣳ स्मर ॥ १७ ॥

अग्ने नय सुपथा राये
अस्मान्विश्वानि देव वयुनानि विद्वान् ।
युयोध्यस्मज्जुहुराणमेनो
भूयिष्ठां ते नम उक्तिं विधेम ॥ १८ ॥

ॐ खं ब्रह्म.

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः हरिः ॐ शान्तिः

૧૫, સોનાના પાત્રથી આ તો ઢાંકયું છે મુખ સત્યનું;
તે તું ઉઘાડ, હે પૂષન્ ! દર્શને સત્યધર્મના.

૧૬, પૂષન્ ! એકર્ષે ! યમ ! સૂર્ય ! પ્રાજાપત્ય !
સંકેલ કિરણો, સમેટ તેજને;
તુજ પેખું જેથી એઠ કલ્યાણરૂપ;
હું છું જ તે, જેહ છે આ પુરુષ.

૧૭, જા વાયુમાં વાયુ; અમૃત હવે હો;
ભસ્માન્ત હો ! થાવ જ આ શરીર.
ૐ ક્રતો ! સ્મર, કર્યા સ્મર; ક્રતો ! સ્મર, કર્યા સ્મર.

૧૮, અગ્નિ ! સુપથે દોર કલ્યાણ કાજે;
જાણે તું દેવા ! ભાવ ને કર્મ સર્વ.
છોડાવ અમને અઘોર પાપથીઃ
નમિયે—સ્તવિયે તુજને વારવાર.

ૐ આકાશ બ્રહ્મ.×

ॐ

ૐ પૂર્ણ છે એ, પૂર્ણ છે આ; પૂર્ણથી પૂર્ણ ઉદ્ભવે;
પૂર્ણમાંથી પૂર્ણ લેતાં પૂર્ણ એક જ શેષ રહે.

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ; હરિ ૐ શાન્તિ.

× માધ્યન્દિની શાખામાં આ પદ વિશેષ છે.

# ૨, શ્રી કેનોપનિષદ

સામવેદીય તલવકાર શાખાનું આ ઉપનિષદ છે

આદ્ય શબ્દ કેન ઉપરથી આ ઉપનિષદનું નામ કેનોપનિષદ પડેલું છે શાખા પરત્વે એનું બીજું નામ તલવકારોપનિષદ છે

સામવેદમા તેમ જ અથર્વવેદમા આ ઉપનિષદ દર્શન દે છે સામવેદમા એના ચાર કાંડ પાડેલા છે, અથર્વવેદમા વિભાગ પાડેલા નથી

સામવેદના તલવકાર બ્રાહ્મણનો આ નવમો અધ્યાય છે એ બ્રાહ્મણના પ્રથમના આઠ અધ્યાયોમા કર્મ ને ઉપાસનાભાગ છે

જૈમીનીય બ્રાહ્મણમા પણ આ ઉપનિષદ છે જૈમીનીય બ્રાહ્મણમા આ ઉપનિષદ ચોથા પ્રકરણનો દશમો અનુવાક છે

શંકર ભગવાને આ ઉપનિષદનુ ભાષ્ય રચ્યુ છે પૂનાની આનન્દાશ્રમગ્રન્થાવલિમાં આ ઉપનિષદના ચારેક ભાષ્ય ટીકા ને દીપિકાઓ છપાયેલાં છે મુગલ બાદશાહ શાહજહાનના જ્યેષ્ઠ પુત્ર શાહજાદા દારા શકોહે આ ઉપનિષદનું ફારસી ભાષામાં ભાષાન્તર કીધુ છે

મહાશક્તિઓનાં સ્તવન-સ્તુતિગાન સંહિતાવિભાગમાં ઋષિમુનિઓએ ગાયાં. હવે એ મહાશક્તિઓના યે શીરતમાં ઉપનિષદ્કાર દષ્ટિ નાખે છે, અને એ મહાબળોનું યે કારણુ ઢૂંઢે છે. ઉપનિષદ્દષ્ટા Objective મટીને Psychological બને છે. વિશ્વગુહાના ને અન્તર્ગુહાના ગૂઢ ભેદો શોધવાનું આ ઉપનિષદમાં મન્થન મંડાય છે. દુનિયાનાં પડ વીંધીને દાર્શનિક ચેતનભૂમિકાને આંગણે આવી ઉભે છે, કારણોના યે કારણનું બારણુ ઠોકે છે

બોધગાથાઓ–Parablesથી સદ્બોધવાની શૈલી ઉપનિષદોમાં પ્રચલિત છે, અને આ ઉપનિષદની વિશેષતા એનું Parabalic Teaching છે. અન્તર્ગૂઢ રહસ્યો ને મહાસત્યોની વાર્તારૂપે ઉપદેશશૈલી, જે પાછળથી બૌદ્ધ ગાથાઓમા ને બાઈબલની બોધકથાઓમાં વિકાસ પામી, એનાં પ્રથમ મૂળ ઉપનિષદોમાં પ્રગટે છે. કેનોપનિષદમાંની બોધગાથા ઉચ્ચારે છે કે વિશ્વનુ Primal Cause મનુષ્ય નથી, ઇન્દ્રિયો નથી, દેવો નથી, પણ પરમાત્મા છે.



ॐ तत्सत् ।

आप्यायन्तु ममाङ्गानि ।
वाक् प्राणश्चक्षु श्रोत्रमथो ।
बलमिन्द्रियाणि च सर्वाणि ।
सर्वं ब्रह्मोपनिषदम् ॥

माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोत्
अनिराकरणमस्त्वनिराकरणं मेस्तु ।
तदात्मनि निरते य उपनिषत्सु धर्मा ।
ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्ति शान्ति शान्तिः ॥

प्रथमः खण्डः ॥

ॐ केनेषितं पतति प्रेषितं मनः
केन प्राणः प्रथमः प्रैति युक्तः ।
केनेषितां वाचमिमां वदन्ति
चक्षुः श्रोत्रं क उ देवो युनक्ति ॥ १ ॥

श्रोत्रस्य श्रोत्रं मनसो मनो यत्
वाचो ह वाचं स उ प्राणस्य प्राणः ।
चक्षुषश्चक्षुरतिमुच्य धीरा
प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ २ ॥

ॐ તે સત્ છે.

ॐ મમ અંગો પાણીવાળાં હો !
વાણી પ્રાણ ચક્ષુ શ્રોત્ર
બળ ને સર્વે ય ઇન્દ્રિયો.
સર્વ બ્રહ્મોપનિષદ છે.

બ્રહ્મને હું મા તરછોડું, બ્રહ્મ મ્હને મા તરછોડશો;
અણતરછોડ હો ! (અમારો એમ) અણતરછોડ હો !
જે આત્મામાં રમતા ઉપનિષત્ધર્મો
તે મ્હારામાં હો ! મ્હારામાં હો !

ॐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.

## પ્રથમ ખંડ

કોનું દોર્યું-પ્રેર્યું મન ધાય છે આ ?
યોજાઈ કોથી વહે પ્રાણ પ્હેલ્લો ?
કોની જ દોરી વાણી વદે છે ?
નેત્રો-શ્રોત્રોને દેવ કિયા નિયોજે ?

છે શ્રોત્રનો શ્રોત્ર, મનનું ય મન જે,
વાણીની વાણી, પ્રાણનો તેહ પ્રાણ;
તે ચક્ષુનું ચક્ષુઃ વટી ધીર એ સૌ
અમર થાય આ લોકમાંથી મૂવે જ.

न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति नो मनो
न विद्मो न विजानीमो यथैतदनुशिष्यात् ।
अन्यदेव तद्विदितादथो अविदितादधि ।
इति शुश्रुम पूर्वेषां ये नस्तद्व्याचचक्षिरे ॥ ३ ॥

यद्वाचानभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ४ ॥

यन्मनसा न मनुते येनाहुर्मनो मतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ५ ॥

यच्चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ६ ॥

यच्छ्रोत्रेण न शृणोति येन श्रोत्रमिदं श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ७ ॥

यत्प्राणेन न प्राणिति येन प्राणः प्रणीयते ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥ ८ ॥

## द्वितीयः खण्डः ॥

यदि मन्यसे सुवेदेति दभ्रमेवापि नूनं
त्वं वेत्थ ब्रह्मणो रूपं यदस्य ।
त्वं यदस्य च देवेष्वथ नु मीमांस्यमेव
ते मन्ये विदितम् ॥ १ ॥
नाहं मन्ये सुवेदेति नो न वेदेति वेद च ।
यो नस्तद्वेद तद्वेद नो न वेदेति वेद च ॥ २ ॥

૩, ના ત્યાંહાં નયનો પ્હોચે; ના પ્હોચે વાણુ, ના મન;
ના જણાય, ન સ્હમજાય, કે એને આમ બોધિયે.
જાણ્યાં થકી ય એ જૂદો, ન જાણ્યાંથી અધિક એ;
પૂર્વજોથી સુણ્યું એવું, અમને જે એ પ્રબોધતા.

૪, વાણીથી જે ન પ્રસ્ફોટે, વાણી જેથી પ્રસ્ફૂટતી,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ, જે આ ઉપાસતા.

૫, મનથી જે ન કલ્પાય, સંકલ્પે મન જે વડે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ, જે આ ઉપાસતા.

૬, ચક્ષુથી જે ન પેખાય, પેખે ચક્ષુ જ જે વડે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ, જે આ ઉપાસતા.

૭, કાનથી જે સુણાયે ના, કાને સુણાય જે વડે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ, જે આ ઉપાસતા.

૮, પ્રાણથી જે શ્વાસ લે ના, જે વડે પ્રાણ શ્વાસ લે,
ત્હેને જ બ્રહ્મ તું જાણ; ન આ, જે આ ઉપાસતા.

## દ્વિતીય ખણ્ડ

૧, જો તું માને કે ત્હેં સુરીતે જાણ્યુ, તો ખરે ! એ બ્રહ્મનુ રૂપ તું અલ્પ જ જાણે છે કારણ કે તું જે એ (બ્રહ્મ)નુ સ્વરૂપ જાણ્યુ (એમ સ્હમજે છે), તે તો હેવાને યે મીમાસા કરવા જેવું છે એમ હું માનુ છુ.

૨, ઠીક જાણ્યો એમ ના માનુ; ના ન જાણ્યો, ન જાણિયો;
જે જાણે એમ, તે જાણે; જાણ્યો ક્હે તે ન જાણતો.

यस्यामत तस्य मत
मत यस्य न वेद म ।
अविज्ञात विजानता
विज्ञातमविजानताम् ॥ ३ ॥

प्रतिबोधविदित मतममृतत्व हि वि दते ।
आत्मना वि दत वीर्यं विद्यया वि दतेऽमृतम् ॥ ४ ॥

इह चेदवेदीदथ सत्यमस्ति
न चेदिहावेदी महती विनष्टि ।
भूतेषु भूतेषु विचित्य धीरा
प्रेत्यास्माल्लोकादमृता भवन्ति ॥ ५ ॥

## तृतीय॰ खण्डः ॥

। ब्रह्म ह देवेभ्यो विजिग्ये तस्य ह ब्रह्मणो विजये देवा अमही यन्त । त ऐक्षन्तास्माकमेवाय विजयोऽस्माकमेवाय महिमेति ॥ १ ॥

तद्धैषा विजज्ञौ तेभ्यो ह प्रादुर्बभूव तन्न व्यजानन्त किमिद यक्षमिति ॥ २ ॥

तेऽग्निमब्रुवन् जातवेद एतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥३॥

तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीत्यग्निर्वा अहमस्मीत्यब्रवीज्जातवेदा वा अहमस्मीति ॥ ४ ॥

૩, જેણે ન જાણ્યો, ત્હેણે જાણ્યો;
જેણે જાણ્યો, ત્હેણે ન જાણિયો;
ન ઓળખ્યો ઓળખનારે,
અણઓળખનારે જ ઓળખ્યો

૪, બોધે બોધે જાણ્યો–માન્યો, તે પામે અમૃતત્વને;
પામે સામર્થ્ય આત્માથી, પામે વિદ્યાથી અમૃત.

૫, અંહી ઓળખ્યો જો, તો (ત્હેને) સત્ય(લોક) છે;
ન જાણ્યો અહીં જો, તો જ મ્હોટો વિનાશ
ભૂતે ભૂતે તેહને ચિહ્નની ધીર
અમર થાય આ લોકમાથી મૂવે જ.

## તૃતીય ખંડ

૧, (એકદા) બ્રહ્મે ખરે ! દેવોને કાજે વિજય મેળવ્યો.
બ્રહ્મના તે વિજયથી સાચે જ ! દેવો (નિજનો) મહિમા
માનતા થયા તેઓએ અવધાર્યું કે અમારો જ આ
વિજય, અમારો જ આ મહિમા

૨, એમનો તે (ભાવ બ્રહ્મ) સ્હમજ્યા, ને સાચે જ !
ત્હેમને તે પ્રગટ થયા. ત્હેમને તેઓએ ન ઓળખ્યા
કે આ યજવા યોગ્ય તે કોણ ?

૩, તેઓએ અગ્નિને કહ્યુ હે જાતવેદ ! એટલુ તો ખરે !
જાણી આવો કે આ યક્ષ કોણ છે. (અગ્નિએ કહ્યુ) તથાસ્તુ

૪, (અગ્નિ) તે (બ્રહ્મ) ભણી દોડયો. ત્હેને (બ્રહ્મે) કહ્યું:
(તું) કોણ છે ? (અગ્નિએ) કહ્યું હુ ખરે ! અગ્નિ
છુ, હુ ખરે ! જાતવેદ છુ

तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीद सर्वं दहेयं यदिदं पृथिव्यामिति ॥५॥

तस्मै तृणं निदधावेतद्दहेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाक दग्धुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥ ६ ॥

अथ वायुमब्रुवन्वायवेतद्विजानीहि किमेतद्यक्षमिति तथेति ॥७॥

तदभ्यद्रवत्तमभ्यवदत्कोऽसीति वायुर्वा अहमस्मीत्यब्रवीन्मातरिश्वा वा अहमस्मीति ॥ ८ ॥

तस्मिंस्त्वयि किं वीर्यमित्यपीद सर्वमाददीय यदिदं पृथिव्यामिति ॥ ९ ॥

तस्मै तृणं निदधावेतदादत्स्वेति तदुपप्रेयाय सर्वजवेन तन्न शशाकादातुं स तत एव निववृते नैतदशकं विज्ञातुं यदेतद्यक्षमिति ॥१०॥

अथेन्द्रमब्रुवन्मघवन्नेतद्विजानीहि किमेतद्यक्षमिति । तथेति तदभ्यद्रवत्तस्मात्तिरोदधे ॥ ११ ॥

૫, ત્હેને (બ્રહ્મ કહ્યું:) ત્હારામાં શું સામર્થ્ય છે? (અગ્નિએ કહ્યું:) આ સૌને યે દહન કરૂં–જે આ પૃથ્વી ઉપર છે તે (સૌને).

૬, ત્હેની ભણી (બ્રહ્મે) તણખલું નાંખ્યું (ને કહ્યું): આને બાળ. (અગ્નિ) તે (તૃણ)ની ભણી સર્વ વેગે ગયો, ત્હેને ન બાળી શકયો. ત્હાંથી તે (અગ્નિ) પાછો વળ્યો; (ને દેવમંડળીને કહ્યું:) ન એ હું જાણી શકયો કે આ યક્ષ તે કોણ (છે).

૭, હવે (દેવમંડળીએ) વાયુને કહ્યું: હે વાયુ! એટલું તો ખરે! જાણી આવો કે આ યક્ષ કોણ (છે). (વાયુએ કહ્યું:) તથાસ્તુ.

૮, (વાયુ) તે (બ્રહ્મ) ભણી દોડયો. ત્હેને (બ્રહ્મે) કહ્યું: (તું) કોણ છે? (વાયુએ) કહ્યું: હું ખરે! વાયુ છું, હું ખરે! માતરિશ્વા છું.

૯, ત્હેને (બ્રહ્મ કહ્યું): ત્હારામાં શું સામર્થ્ય છે? (વાયુએ કહ્યું:) આ સૌને યે ઉપાડી જાઉં–જે આ પૃથ્વી ઉપર છે તે (સૌને).

૧૦, ત્હેની ભણી (બ્રહ્મે) તણખલુ નાંખ્યુ (ને કહ્યું): આને ઉપાડી જા. (વાયુ) તે (તૃણ)ની ભણી સર્વ વેગે ગયો, ત્હેને ન ઉપાડી શકયો. ત્હાંથી તે (વાયુ) પાછો વળ્યો; (ને દેવમંડળીને કહ્યું:) ન એ હું જાણી શકયો કે આ યક્ષ તે કોણ (છે).

૧૧, પછી (દેવમંડળીએ) ઇન્દ્રને કહ્યું: હે ઇન્દ્રરાજ! એટલું તો ખરે! જાણી આવો કે આ યક્ષ કોણ છે. (ઇન્દ્રે

स तस्मिन्नेवाकाशे स्त्रियमाजगाम बहुशोभमानामुमां हैमवतीं ताꣳ होवाच किमेतद्यक्षमिति ॥ १२ ॥

## चतुर्थः खण्डः ॥

सा ब्रह्मेति होवाच ब्रह्मणो वा एतद्विजये महीयध्वमिति ततो हैव विदांचकार ब्रह्मेति ॥ १ ॥

तस्माद्वा एते देवा अतितरामिवान्यान्देवान्यदग्निर्वायुरिन्द्रस्ते ह्येनन्नेदिष्ठं पस्पृशुस्ते ह्येनत्प्रथमो विदांचकार ब्रह्मेति ॥ २ ॥

तस्माद्वा इन्द्रोऽतितरामिवान्यान्देवान्स ह्येनन्नेदिष्ठं पस्पर्श स ह्येनत्प्रथमो विदांचकार ब्रह्मेति ॥ ३ ॥

तस्यैष आदेशो यदेतद्विद्युतो व्यद्युतदा ३ इतीन्यमीमिषदा ३ इत्यधिदैवतम् ॥ ४ ॥

अथाध्यात्मं यदेतद्गच्छतीव च मनोऽनेन चैतदुपस्मरत्यभीक्ष्णं संकल्पः ॥ ५ ॥

तद्ध तद्वनं नाम तद्वनमित्युपासितव्यं स य एतदेवं वेदाऽभि हैनं सर्वाणि भूतानि संवाञ्छन्ति ॥ ६ ॥

उपनिषदं भो ब्रूहीत्युक्ता त उपनिषद्ब्राह्मीं वाव त उपनिषद-मब्रूमेति ॥ ७ ॥

કહ્યું:) તથાસ્તુ. (ઇન્દ્ર) તે (બ્રહ્મ) ભણી દોડયા; તે (ઇન્દ્ર)નાથી (બ્રહ્મ) અન્તર્ધાન થયા.

૧૨, અને એ જ આકાશમાં સ્ત્રી ઉગમ પામી: બહુ શોભાવન્તી હૈમવતી ઉમા. ત્હેને ખરે! (ઇન્દ્રે) પૂછયું: આ યક્ષ કોણ (હતું)?

## ચતુર્થ ખંડ

૧, સાચે જ! તે (ઉમા)બોલી: 'બ્રહ્મ. બ્રહ્મના આ વિજયથી ખરેખાત! મહિમા પામો.' એ (ઉમા)નાથી જ ખરે! (ઇન્દ્ર) જાણણહારા થયા કે (તે) બ્રહ્મ (હતું).

૨, તેથી જ ખરે! એ દેવો અન્ય દેવોથી અધિક થયા: અગ્નિ વાયુ ને ઇન્દ્ર. ત્હેમણે જ ત્હેને નજીકમાં નજીકથી સ્પર્શ્યો; તેઓ જ ત્હેના પ્રથમ જાણણહારા કે (આ) બ્રહ્મ.

૩, તેથી જ ખરે! ઇન્દ્ર અન્ય દેવોથી અધિક થયો. ત્હેણે જ ત્હેને નજીકમાં નજીકથી સ્પર્શ્યો; તે જ ત્હેનો પ્રથમ જાણણહાર કે (આ) બ્રહ્મ.

૪, તે (ઉમા)નો આ આદેશ (છે): કે જે આ વીજળીની પેઠે ઝબકે છે, પલપલે છે, તે દૈવતનું યે દૈવત (છે).

૫, હવે અધ્યાત્મ એ કે: મન જાણે એની કને જાય છે; ને સંકલ્પ જાણે એના વડે ક્ષણે ક્ષણે એને રટે છે.

૬, ત્હેનું ખરે! તદ્વન નામ (છે); તદ્વન તરીકે ઉપાસવા યોગ્ય (તે છે). જે એને એ પ્રમાણે જાણે છે, ત્હેને સાચે જ! સૌ ભૂતો ઝંખે છે.

૭, (પૂછયું'તું કે) 'અહો! ઉપનિષદ કહો.' ત્હને ઉપનિષદ કહેવાયું: સાચે જ! ત્હને બ્રાહ્મી ઉપનિષદ મ્હેં કહ્યું.

तस्यै तपो दम' कर्मेति प्रतिष्ठा वेदाः सर्वाङ्गानि सत्यमायतनम् ८

यो वा एतामेवं वेदापहत्य पाप्मानमनन्ते स्वर्गे लोके ज्येये प्रतितिष्ठति प्रतितिष्ठति ॥ ९ ॥



ॐ आप्यायन्तु ममाङ्गानि ।
वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो ।
बलमिन्द्रियाणि च सर्वाणि ।
सर्वं ब्रह्मोपनिषदम् ॥

माहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्म निराकरोत्
अनिराकरणमस्त्वनिराकरणं मेस्तु ।
तदात्मनि निरते य उपनिषत्सु धर्माः
ते मयि सन्तु ते मयि सन्तु ॥

ॐ शान्तिः शान्ति शान्ति ; हरि. ॐ शान्तिः

૮, તપ (ઇન્દ્રિય)દમન ને કર્મ ત્હેની પીઠણી (છે);
વેદો સહુ અંગો (છે); સત્ય નિવાસસ્થાન (છે).

૯, જે ખરે! આને એ પ્રમાણે જાણે છે, (તે) પાપપુંજનો
નાશ કરીને જીતવા યોગ્ય અનન્ત સ્વર્ગલોકે જઇ
બેસે છે, જઈ બેસે છે.



ૐ તે સત્ છે. બ્રહ્માર્પણું હો! બ્રહ્માર્પણું હો!

ૐ મમ અંગો પાણીવાળાં હો!
વાચુ પ્રાણ ચક્ષુ શ્રોત્ર
બળ ને સર્વે ય ઇન્દ્રિયો.
સર્વ બ્રહ્મોપનિષદ છે.

બ્રહ્મને હું મા તરછોડું, બ્રહ્મ મ્હને મા તરછોડશો;
અણુતરછોડ હો! (અમારો એમ) અણુતરછોડ હો!
એ આત્મામાં રમતા ઉપનિષતધર્મો
તે મ્હારામાં હો! મ્હારામાં હો!

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ; હરિ ૐ શાન્તિ.

# ૩, શ્રી કઠોપનિષદ

કૃષ્ણ યજુર્વેદની કઠશાખાનું આ ઉપનિષદ છે. શાખા ઉપરથી આનું નામ કઠોપનિષદ પડેલું છે. કૃષ્ણ યજુર્વેદની કઠશાખાના બ્રાહ્મણનો આ ઉપનિષદ ભાગ છે.

પૂનાની આનન્દાશ્રમગ્રન્થાવલિમાં આ ઉપનિષદ છપાયેલું છે. શંકર ભગવાને આનું ભાષ્ય રચેલું છે; ને બીજાં પણ કેટલાંક ભાષ્યો ને વિવેચનો થયેલાં છે. ઉપનિષદ લોકપ્રિય છે. પ. મેક્ષમૂલર કહે છે કે ફ્રેંચ જર્મન ઇંગ્રેજ વિદ્વાનોને પણ આ ઉપનિષદ વ્હાલું છે.

ઋગ્વેદના ૧૦મા મંડળના ૧૩૫મા સૂક્તમાં કથા છે તે, સાયનાચાર્ય કહે છે કે, નચિકેતાની કથા છે. તૈત્તિરીય બ્રાહ્મણમાં પણ એ કથા છે, અને નચિકેતા અગ્નિની ઉત્પત્તિકથા ત્ય્હાં ભાખેલી છે. તે પછી એ કથા આ ઉપનિષદમાં વર્ણવાઇ છે.

કેટલાક વિવેચકોને આ ઉપનિષદ 'the most poetic'-સર્વ-અધિક કવિતામય લાગ્યુ છે. સર્વમેધ યજ્ઞ ને નચિકેતા અગ્નિની વાર્તા ઉપરાન્ત આ ઉપનિષદમાં કવિતાના અંશો ઘણા છે. એક તો બટુક નચિકેતા ઉદ્બોધ ઝીલનાર, અને યમદેવ જેવા જીવનની લાલની બન્ને બાજુઓના જાણણહારા ગંભોધક શ્રીમદ્ ભગવદ્ગીતાની પેઠે આ ઉપનિષદની પણ પ્રથમ વલ્લીમાં વાર્તાપ્રસંગનું મંડાણ છે, અને પછી એ વાર્તાપ્રસંગમાંથી સદ્બોધપ્રવાહ વહે છે.

આજે હજારો વર્ષ પછી પણ જગતને જે મૂઝવે છે એ મહાપ્રશ્ન બાળ નચિકેતા યમદેવને પૂછે છે કે 'કોઇક કહે છે કે મૃત્યુ પછી આત્મા છે, ને કોઇક કહે છે કે નથીઃ એમાં ખરૂં શું છે?' ઇન્દ્રિયપારની એ વાર્તા ન પૂછવાને યમદેવ બાળક નચિકેતાને લાલચો દાખવે છે, પણ એ વૃથા થાય છે. બાળક પ્રલોભનોથી પર રહે છે. એ માનવ-પરીક્ષા પછી યમદેવ એને અમરત્વની અને જન્માન્તરોની કથા ભાખે

છે શ્રીમદ્ ભગવદ્ગીતાએ એ ભાગમાના ઘણા ચરણો ઝીલીને લોકવિખ્યાત કીધા છે. આર્યશાસ્ત્રોમાથી જન્માન્તરની ભાવના બૌદ્ધાચાર્યોએ પણ ઝીલી ને જગતમા પ્રસરાવી હતી

ઉપરાન્ત આ ઉપનિષદમા પરમાત્માને સર્વભૂતાન્તરાત્મા ભાખેલો છે, આત્મા અને પરમાત્માનો સબધ છાયા અને આતપ જેવો કહ્યો છે, શ્રેયમ્ અને પ્રેયસ્નુ માનવજીવનમાનું નિત્યદ્વન્દ્વ વર્ણવ્યુ છે, અને છેલ્વે છેલ્લે હિન્દુ ખ્રીસ્તી અને ઇસ્લામી ધર્મમાની વૈષ્ણવી પરમ ભાવના યમેવૈષ વૃણુતે તેન લભ્યઃ— એ કૃપાભાવનાનુ બીજ પણ આ ઉપનિષદમા વાવેલુ છે કે જેને પરમાત્મા વૃણુતે—વરે છે—પસદ કરે છે, ત્હેને પરમ જ્ઞાનપ્રાપ્તિ થાય છે

અમરત્વ ને જન્માન્તરભાવનાનુ આ ઉપનિષદ અન્ત્યેષ્ટિ સસ્કાર પ્રસગે વાચવાનો મહિમા મનાય છે

એક ભાષાન્તરકાર લખે છે કે 'સર્વ ઉપનિષદોમા કઠોપનિષદ ઉત્તમ ગણાય છે × વિચારની ઉન્નતિમા અર્થના ગાભીર્યમા, સંકલ્પના સૌન્દર્યમા તથા શુદ્ધ ભાવનાવાળી ભક્તિ વિશે બીજું કોઇ ઉપનિષદ આની તુલનામા આવી શકે એમ નથી ' અગોચરની વાતો પૂરતું એ કથન સાચુ છે

આ ઉપનિષદમાની મહાભાવ કવિતા તો વાચક વાચતા વાચતા પારખશે, ઝીલશે, ને માણશે



ॐ तत्सत् ।

ॐ सह नाववतु सह नौ भुनक्तु ।
सह वीर्यं करवावहै ।
तेजस्वि नावधीतमस्तु ।
मा विद्विषावहै ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## प्रथमोऽध्यायः, प्रथमा वल्ली

ॐ उशन् ह वै वाजश्रवसः सर्ववेदसं ददौ ।
तस्य ह नचिकेता नाम पुत्र आस ॥ १ ॥

तꣳह कुमारꣳ सन्तं दक्षिणासु नीयमानासु श्रद्धाविवेश सोऽमन्यत ॥ २ ॥

पीतोदका जग्धतृणा दुग्धदोहा निरिन्द्रियाः ।
अनन्दा नाम ते लोकास्तान्स गच्छति ता ददत् ॥ ३ ॥

स होवाच पितरं तत कस्मै मां दास्यसीति ।
द्वितीयं तृतीयं तꣳहोवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥

बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः
किꣳ स्विद्यमस्य कर्तव्यं यन्मयाद्य करिष्यति ॥ ५ ॥

ૐ તે સત્ છે.

ૐ સંગે જઇએ, સગે માણિયે,
સગે પ્રાક્રમ ખેડિયે;
તેજસ્વી અમ ભણ્યું થાવ;
દ્વેષ મા અમને હજો !

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.

ૐ

## અધ્યાય પ્હેલો, ૧લી વલ્લી

૧, પૂર્વે વાજશ્રવ અરુણી ઋષિના કામનાવાળા પુત્ર ઉદ્દાલક ઋષિએ સર્વમેધ યજ્ઞ કીધો. તેહને સાચે જ ! નચિકેતા નામે પુત્ર હતો.

૨, તે ખરે ! કુમાર છતા યે દક્ષિણાઓ લવાઇ ત્યહારે (તેહેનામા) શ્રદ્ધા સચરી. તેહેણે વિચાર્યું:

૩, ખાઇ પી ઉતરી જેહ, જે ફળે ના, ન દૂઝતી,
આપે ગૌ એવી તે જાય અનન્દા નામ લોકમાં.

૪, તેહેણે સાચે જ ને ! પિતાને કહ્યું: બાપૂ ! તો મ્હને કોને આપશો ? બીજી વાર, ને ત્રીજી વાર (એમ કહ્યું.) ખરે ! (ત્યહારે પિતાએ) તેહેને કહ્યું: ત્હને યમદેવને આપુ છુ.

નચિકેતા:

૫, ઘણાંમા હોઉં છું પ્હેલો, ઘણાંમાં હોઉં મધ્યમ;
હશે કર્તવ્ય શું યમને, જે મુજથી આજ સાધશે ?

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथा परे ।
सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः ॥ ६ ॥

वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् ।
तस्यैताꣳ शान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥ ७ ॥

आशाप्रतीक्षे सङ्गतꣳ सूनृता
चेष्टापूर्ते पुत्रपशूꣳश्च सर्वान् ।
एतद् वृङ्क्ते पुरुषस्याल्पमेधसो
यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥ ८ ॥

तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मे
अनश्नन्ब्रह्मन्नतिथिर्नमस्यः ।
नमस्तेऽस्तु ब्रह्मन्स्वस्ति मेऽस्तु
तस्मात्प्रति त्रीन्वरान्वृणीष्व ॥ ९ ॥

शान्तसंकल्पः सुमना यथा स्यात्
वीतमन्युर्गौतमो माभिमृत्यो ।
त्वत्प्रसृष्टं माभिवदेत्प्रतीत
एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥ १० ॥

૬, પેખી લ્યો જ પૂર્વનું, ને પેખી લ્યો પછીનું ય તે;
દાણા શો મર્ત્ય પાકે, ને દાણા શો જન્મતો ફરી.

નચિકેતા :
૭, વૈશ્વાનર સમો આવે બ્રાહ્મણ અતિથિ ગૃહે,
આથી એની કરે શાન્તિ; લાવો વૈવસ્વત! વારિને.

૮, આશા પ્રતિક્ષા સંગત પ્રીય વાણી
ઇષ્ટપૂર્તિ પુત્ર પશુ જઃ સર્વે
એ નાશ પામે તે નર અલ્પબુદ્ધિના,
જેને ગૃહે બ્રાહ્મણ કો ભૂખ્યો રહે.

યમદેવઃ
૯, હે બ્રાહ્મણ! નમવા શો અતિથિ તું
ત્રિરાત્રી ભૂખ્યો મુજ ઘેર જે રહ્યો,
નમન લ્હેને; મુજ શુભ થાય માટે
વરો જ ત્હોમા ત્રણ માગી લે તું.

નચિકેતાઃ
૧૦, સંકલ્પ શામે, ચિત્ત પ્રસન્ન થાય;
ક્રોધ મટે ગૌતમનો જ મુજ શું;
તમથી છૂટ્યા હું શું બોલે-પિછાણેઃ
ત્રણમાંહિ પ્હેલ્લો વર માગું છું એ.

यथा पुरस्ताद्भविता प्रतीत
औद्दालकिरारुणिर्मत्प्रसृष्टः ।
सुखꣳ रात्रीः शयिता वीतमन्युः
त्वां ददृशिवान्मृत्युमुखात्प्रमुक्तम् ॥ ११ ॥

स्वर्गे लोके न भयं किंचनास्ति
न तत्र त्वं न जरया बिभेति ।
उभे तीर्त्वाशनायापिपासे
शोकातिगो मोदते स्वर्गलोके ॥ १२ ॥

स त्वमग्निꣳ स्वर्ग्यमध्येषि मृत्यो
प्रब्रूहि तꣳ श्रद्दधानाय मह्यम् ।
स्वर्गलोका अमृतत्वं भजन्त
एतद्द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥

प्र ते ब्रवीमि तदु मे निबोध
स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन् ।
अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां
विद्धि त्वमेतन्निहितं गुहायाम् ॥ १४ ॥

लोकादिमग्निं तमुवाच तस्मै
या इष्टका यावतीर्वा यथा वा ।
स चापि तत्प्रत्यवदद्यथोक्तम्
अथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥ १५ ॥

યમદેવઃ

૧૧, મુજ્જીવ્યા તુજ શું ઉદ્દાલક અરુણી
પૂર્વે હતા એમ થશે પિછાણી;
ત્હેને મૃત્યુમુખથી મૂકાયો નિહાળ્યે
સૂશે સુખે રાત્રિ ઉતારી રોષ.

નચિકેતાઃ

૧૨, લેશે નથી કો ભય સ્વર્ગલોકે,
ન મૃત્યુ ત્હોં, કે ભય ના જરાનો;
બન્ને તરીને તાપ ભૂખતૃષાના,
શોકે વિદારી, માણુવું સ્વર્ગલોકે.

૧૩, યમ! જાણો છો અગ્નિ એ સ્વર્ગદાતા;
શ્રદ્ધાવન્તા મુજને તેહ ભાખો,
સ્વર્ગીઓ તો ભોગવે અમૃતત્વ;
માગું છું બીજા વરથી એટલું હું.

યમદેવઃ

૧૪, ત્હેને કહું તે; જાણણહાર મુજથી
જાણી લે તું અગ્નિ એ સ્વર્ગદાતા;
આધાર ને પ્રાપ્તિ અનન્ત લોકનો;
તું જાણ ત્હેને ગુફામાં છૂપેલો.

ઋષિઃ

૧૫, લોકાદિ અગ્નિ વર્ણવ્યો તેહને તે,
જે જે ઇંટો, જેટલી, જેવી રીતે;
ને તે ય પાછો વર્ણ્યું ભણી ગયો જ,
રાજી યમે થઇ ફરી તેહને કહ્યુ.

तमब्रवीत्प्रीयमाणो महात्मा
वरं तवेहाद्य ददामि भूयः ।
तवैव नाम्ना भवितायमग्निः
सृङ्कां चेमामनेकरूपां गृहाण ॥ १६ ॥

त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं
त्रिकर्मकृत्तरति जन्ममृत्यू ।
ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा
निचाय्येमाꣳ शान्तिमत्यन्तमेति ॥ १७ ॥

त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा
य एवं विद्वाꣳश्चिनुते नाचिकेतम् ।
स मृत्युपाशान्पुरतः प्रणोद्य
शोकातिगो मोदते स्वर्गलोके ॥ १८ ॥

एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो
यमवृणीथा द्वितीयेन वरेण ।
एतमग्निं तवैव प्रवक्ष्यन्ति जनास
तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥ १९ ॥

येयं प्रेते विचिकित्सा मनुष्ये
अस्तीत्येके नायमस्तीति चैके ।
एतद्विद्यामनुशिष्टस्त्वयाहं
वराणामेष वरस्तृतीयः ॥ २० ॥

૧૬, પ્રસન્ન એ મહાત્માએ ભાખ્યુ ત્હેનેઃ
યમદેવઃ વળી ત્હેને આ વર આપું છું અહીં;
ત્હારા જ નામે અગ્નિ એ ઓળખાશેઃ
સ્વીકાર તું આ હાર અનેકવર્ણો

૧૭, ત્રણ નાચિકેત ને ત્રિધા સન્ધિ સાધી
ત્રિકર્મ કરતો તો તરે જન્મમૃત્યુ;
બ્રહ્મજ્ઞાની, પૂજ્ય એ દેવ જાણી,
એને ચિહ્નની, શાન્તિ અત્યન્ત પામે.

૧૮, ત્રણે નાચિકેત ત્રિધા એહ જાણી
જે એમ વિદ્વાન્ ચેતવે નાચિકેત,
તે મૃત્યુના પાશ પ્હેલાથી છેદી,
તરી શોકને, સ્વર્ગલોકે જ માણે.

૧૯, એ સ્વર્ગ્ય અગ્નિ નચિકેત! ત્હારો,
ત્હેં જે બીજા વરથી માગિયો'તો;
એ અગ્નિ તુજ નામે કહેવાશે જનોમાં;
ત્રીજો જ વર નચિકેતા! માગી લે તું.

નચિકેતા

૨૦, મૂવા મનુષ્યે આ જેહ શકા,
કહે કોઇ 'છે', ને કોઇ કહે કે 'નથી જ';
એ જાણું હું તમથી બોધ પામી;
માગું છું ત્રીજો વર એ વરોમા.

देवैरत्रापि विचिकित्सितं पुरा
न हि सुविज्ञेयमणुरेष धर्मः ।
अन्यं वरं नचिकेतो वृणीष्व
मा मोपरोत्सीरति मा सृजैनम् ॥ २१ ॥
देवैरत्रापि विचिकित्सितं किल
त्वं च मृत्यो यन्न सुविज्ञेयमात्थ ।
वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो
नान्यो वरस्तुल्य एतस्य कश्चित् ॥ २२ ॥
शतायुषः पुत्रपौत्रान्वृणीष्व
बहून्पशून्हस्तिहिरण्यमश्वान् ।
भूमेर्महदायतनं वृणीष्व
स्वयं च जीव शरदो यावदिच्छसि ॥ २३ ॥
एतत्तुल्यं यदि मन्यसे वरं
वृणीष्व वित्तं चिरजीविकां च ।
महाभूमौ नचिकेतस्त्वमेधि
कामानां त्वा कामभाजं करोमि ॥ २४ ॥
ये ये कामा दुर्लभा मर्त्यलोके
सर्वान्कामा श्छन्दतः प्रार्थयस्व ।
इमा रामाः सरथाः सतूर्या
नहीदृशा लम्भनीया मनुष्यैः ।
आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व
नचिकेतो मरणं मानुप्राक्षीः ॥ २५ ॥

યમદેવઃ

૨૧, દેવો ય આમાં ન્હોતા નિ:શંક પૂર્વે;
ન જાણવો સ્હેલ, એહનો ભેદ સૂક્ષ્મ.
માગ નચિકેતા! વર કોઈ બીજો,
મ્હને છોડ, ને રોધ મા; પૂછ મા એ.

નચિકેતા

૨૨, દેવો ય આમાં સંશયશીલ, સાચે!
ભાખ્યું ત્હમે યે સ્હેલ ના જાણવું એ;
વક્તા એનો ક્યહાં જડે અન્ય આપ શો?
બીજો નથી કો વર તુલ્ય તેહની.

યમદેવ

૨૩, સો-સો વર્ષના માગી લે પુત્રપુત્રો,
ગાગા પશુઓ હાથી ઘોડા સુવર્ણ;
કે પૃથ્વિમાં માગ તું મ્હોટું રાજ્ય;
ને જીવ શરદો જેટલી ઈચ્છ જીવવા.

૨૪, એના સરીખો વર માનતો હો,
તો માગી લે ધન ને દીર્ઘ આયુ;
થા તું નચિકેતા! મહામહીપતિ,
ભોગવાવું સર્વે તુજ કામનાઓ

૨૫, દુર્લભ જે જે ભોગ આ મૃત્યુલોકે,
એ સૌ વિષયો માગ ઇચ્છા પ્રમાણે;
રથે બેઠી દિવ્ય રમણી વાદ્ય વાતી,
ન એ ગમી કો માનવમાં પમાય
એ મુજદીધીની પરિસેવના લે,
ને હે નચિકેતા! પૂછ મા મૃત્યુવાર્તા

श्वोभावा मर्त्यस्य यदन्तकैतत्
सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।
अपि सर्वं जीवितमल्पमेव
तवैव वाहास्तव नृत्यगीते ॥ २६ ॥
न वित्तेन तर्पणीयो मनुष्यो
लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा ।
जीविष्यामो यावदीशिष्यसि त्वं
वरस्तु मे वरणीयः स एव ॥ २७ ॥
अजीर्यताममृतानामुपेत्य
जीर्यन्मर्त्यः क्वधःस्थः प्रजानन् ।
अभिध्यायन्वर्णरतिप्रमोदान्
अतिदीर्घे जीविते को रमेत ॥ २८ ॥
यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो
यत्साम्पराये महति ब्रूहि नस्तत् ।
योऽयं वरो गूढमनुप्रविष्टो
नान्यं तस्मान्नचिकेता वृणीते ॥ २९ ॥

## प्रथमेऽध्याये द्वितीया वल्ली

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्
ते उभे नानार्थे पुरुषं सिनीतः ।
तयोः श्रेय आददानस्य साधुर्भवति
हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥ १ ॥

નચિકેતાઃ

૨૬, કાલે ન રૂહે યમ! મર્ત્યના ભોગ એ કો;
સૌ ઇન્દ્રિયોનુ ઝખવે એહ તેજ,
ને જીવિત માત્ર જ અલ્પ છે સૌ,
આપ જ રાખો ઘોડિલા નૃત્યગીતો.

૨૭, ન વિત્તથી તૃપ્તિ મળે મનુષ્યને;
મળ્યુ મ્હને ધન, જો તમ દર્શ પામ્યો;
જીવીશ હું જ્યહાં લગી રક્ષસો ત્હમે;
છે એ જ મ્હારે વર માગવા શો

૨૮, જરામૃત્યુથી પરને પામીને જ
જરામૃત્યુનો અવનીવાસી જોઇ-જાણી
ચિન્તવતો હ્યા રંગરતિવિલાસો
અતિ દીર્ઘ આ જીવિતે કોણ ખેલે?

૨૯, આ ભેદ જેમા યમ! નિઃશંક કો નથી,
મ્હને કહો તે ભાવિની ભાવવાતાં;
ગૂઢ ભેદનો ભેદુ વર છે જ જે આ
ન અન્ય એથી નચિકેતા જ માગે

## અધ્યાય ૫્હેલો, ૨ જી વલ્લી

યમદેવઃ

૧, ન્યારૂ શ્રેયસ્, ન્યારૂ તો છે જ પ્રેયસ્,
નાનાર્થે જનને એહ બન્ને ય બાંધે.
ત્હેમા શ્રેયસ્ ગ્રહેનારનું થાય સારૂ;
ને લક્ષ્ય ચૂકે પ્રેયસને વરે જે.

श्रेयश्च प्रेयश्च मनुष्यमेत
तौ सपरीत्य विविनक्ति धीर ।
श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते
प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥ २ ॥

स त्वं प्रियान्प्रियरूपाꣳश्च कामान्
अभिध्यायन्नचिकेतोऽत्यस्राक्षी ।
नैताꣳ सृङ्का वित्तमयीमवाप्तो
यस्यां मज्जन्ति बहवो मनुष्याः ॥ ३ ॥

दूरमेते विपरीते विषूची
अविद्या या च विद्येति ज्ञाता ।
विद्याभीप्सिनं नचिकेतसं मन्ये
न त्वा कामा बहवो लोलुपन्त ॥ ४ ॥

अविद्यायामन्तरे वर्तमाना
स्वयं धीरा पण्डितमन्यमाना ।
दन्द्रम्यमाणाः परियन्ति मूढा
अन्धेनैव नीयमाना यथान्धाः ॥ ५ ॥

न सांपराय प्रतिभाति बाल
प्रमाद्यन्त वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी
पुन पुनर्वशमापद्यते मे ॥ ६ ॥

૨, શ્રેયસ્-પ્રેયસ્ બેઉ આવે મનુષ્યને;
તે પારખીને ધીર અળગાં જ પાડે.
શ્રેયસ્‌ને અધિકું માની વરે જ ધીર,
યોગક્ષેમથી મૂઢ પ્રેયસ્‌ને વરે છે.

૩, એ કામનાઓ, વ્હાલાં, વ્હાલમૂર્તિઓ,
વિચારીને નચિકેતા ! તજ્યાં ત્હેં:
લક્ષ્મીના યે પાશમાં ના ફસાયો,
જેમાં ફસાયા બહુ યે મનુષ્યો.

૪, ન્યારા એ બે; વિપરીત, ભિન્નમાર્ગી;
વિદ્યા-અવિદ્યા નામથી ઓળખાય.
વિદ્યાલોભી, માનુ નચિકેતા ! ત્હને હું;
ના લોભાવે અન્ય કો કામના ત્હને.

૫, અવિદ્યાને અન્તરે મ્હાલનારા,
નિજને ડાહ્યા પંડિત માનનારા,
ભમે-ભમાવે મૂઢ એ આમ-તેમ;
જાણે અન્ધે દોરિયા આંધળાને.

૬, પ્રમાદી ને વિત્તમોહે વિમૂઢ,
ન એ બાળને ભાવિના ભાવ દર્શે;
'આ એક લોક, નથી પર'; એમ માની
ફરી ફરી તે મુજ પાશમાં પડે.

श्रवणायापि बहुभिर्यो न लभ्यः
शृण्वन्तोऽपि बहवो यं न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लभ्य
आश्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ ७ ॥
न नरेणावरेण प्रोक्त एष
सुविज्ञेयो बहुधा चिन्त्यमानः ।
अनन्यप्रोक्ते गतिरत्र नास्ति
अणीयान्ह्य तर्क्यमणुप्रमाणात् ॥ ८ ॥
नैषा तर्केण मतिरापनेया
प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ ।
यां त्वमापः सत्यधृतिर्बतासि
त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥ ९ ॥
जानाम्यहꣳशेवधिरित्यनित्यं
न ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् ।
ततो मया नाचिकेतश्चितोऽग्निः
अनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम् ॥ १० ॥
कामस्याप्तिं जगतः प्रतिष्ठां
क्रतोरनन्त्यमभयस्य पारम् ।
स्तोमं महदुरुगायं प्रतिष्ठां दृष्ट्वा
धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ॥ ११ ॥
तं दुर्दर्शं गूढमनुप्रविष्टं
गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।

૭, મળ્યો નથી એ સુણવા યે ઘણાને;
સુણ્યા છતાં યે ઓળખે ના ઘણાઓ.
વક્તા એનો વિરલો, પામનારો ચતુર,
જ્ઞાતા અજબ કો નિપુણે પ્રબોધ્યો.

૮, એને નરે કો વર્ણવિયો નથી જ
કે જાણવો સ્હેલ, ઘણું ચિન્તવ્યા છતાં.
અન્યે કહ્યા વિણ ગતિ આંહિ છે ના;
તે સૂક્ષ્મથી સૂક્ષ્મ, તેથી અતર્ક્ય છે.

૯, આ સ્હમજણ તો તર્કથી ના પમાય;
અન્યે જ ભાખ્યે પામવી સ્હેલ, વ્હાલા !
લાધી ત્હને તે; સત્ય ધૃતિવન્ત છે તું;
તું સમ હજો નચિકેતા ! પૂછનાર.

નચિકેતાઃ

૧૦, જાણું છું ભંડાર સૌ છે અનિત્ય;
અનિત્યથી ના મળે એહ નિત્ય.
તેથી જગાવ્યો અગ્નિ મ્હેં નાચિકેત;
અનિત્ય દ્રવ્યે નિત્યને પામિયો હું.

યમદેવઃ

૧૧, કામનાની તૃપ્તિ, જગની પ્રતિષ્ઠા,
અનન્તતા યજ્ઞની, અભયનો પાર;
સૌ તે તજ્યાં ત્હેં, ધૃતિથી પેખી
સ્તુત્ય મહદ્ એ વિશ્રામ-આધાર.

૧૨, દુર્દર્શ તે, ગૂઢે સન્તાયલા શો,
ગુહાહૃપ્યો, ગહ્વરવાસી, પુરાતન;

अध्यात्मयोगाधिगमेन देव
मत्वा धीरो हर्षशोकौ जहाति ॥ १२ ॥

एतच्छ्रुत्वा संपरिगृह्य मर्त्यः
प्रवृह्य धर्म्यमणुमेतमाप्य ।
स मोदते मोदनीयꣳहि लब्ध्वा
विवृतꣳ सद्म नचिकेतसं मन्ये ॥ १३ ॥

अन्यत्र धर्मा दन्यत्राधर्मा दन्यत्रास्मात्कृताकृतात् ।
अन्यत्र भूताच्च भव्याच्च यत्तत्पश्यसि तद्वद ॥ १४ ॥

सर्वे वेदा यत्पदमामनन्ति
तपाꣳसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदꣳसङ्ग्रहेण ब्रवीमि
ओमित्येतत् ॥ १५ ॥

एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं परम् ।
एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ॥ १६ ॥

एतदालम्बनꣳ श्रेष्ठमेतदालम्बनं परम् ।
एतदालम्बनं ज्ञात्वा ब्रह्मलोके महीयते ॥ १७ ॥

न जायते म्रियते वा विपश्चित्
नायं कुतश्चिन्न बभूव कश्चित् ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥ १८ ॥

અધ્યાત્મયોગના જ્ઞાનથી દેવને તે
જાણી ધીરા હર્ષ ને શોક છાંડે.

૧૩, એવો સુણીને, સ્હમજીને જ મર્ત્ય,
ખોજી સૂક્ષ્મના ધર્મ, ને એહ લાધી,
આનન્દે છે પામી આનન્દવા શો;
માનું ખુલ્યાં નચિકેતને સ્વર્ગધામ.

નચિકેતાઃ

૧૪, ધર્મ–અધર્મથી ન્યારો, ન્યારો કારણકાર્યથ
ભૂત ને ભાવિથી ન્યારો, પેખો છો જેહ તે

યમદેવઃ

૧૫, સર્વે વેદો જે પદને પ્રમાણે,
તપશ્ચર્યા સૌ જેહને ઉચ્ચરે છે;
જેના વાંછુ આચરે બ્રહ્મચર્ય;
સંક્ષેપમાં તે પદ ભાખું હું ત્હને.
ૐ એ જ તે.

૧૬, એ જ તે અક્ષર બ્રહ્મ, એ જ અક્ષર તે પરમ્;
એ જ અક્ષરને જાણ્યે જે ઇચ્છે જેહ, ત્હેનું તે.

૧૭, એ જ આલંબન શ્રેષ્ઠ, એ જ આલંબને પરમ્;
એ આલંબન જાણીને મ્હાલે છે બ્રહ્મલોકમાં.

૧૮, વિજ્ઞાની કો મરતો–જન્મતો નથી;
કશાથી ના એ, ન કશું ય એહથી;
અજન્મી ને નિત્ય, પુરાણ, શાશ્વત,
નથી હણાતો તનુને હણ્યા છતાં.

हन्ता चेन्मन्यते हन्तुꣳ हतश्चेन्मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायꣳ हन्ति न हन्यते ॥ १९ ॥

अणोरणीयान्महतो महीयान्
आत्मास्य जन्तोर्निहितो गुहायाम्
तमक्रतु पश्यति वीतशोको
धातु प्रसादान्महिमानमात्मन ॥ २० ॥

आसीनो दूरं व्रजति शयानो याति सर्वत
कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ २१ ॥

अशरीरꣳ शरीरेष्वनवस्थेष्ववस्थितम् ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ २२ ॥

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्य
तस्यैष आत्मा विवृणुते तनूꣳ स्वाम् ॥ २३ ॥

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः ।
नाशान्तमानसो वापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २४ ॥

यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत ओदनः ।
मृत्युर्यस्योपसेचनं क इत्था वेद यत्र स ॥ २५ ॥

## प्रथमोध्यायः, तृतीया वल्ली

ऋतं पिबन्तौ सुकृतस्य लोके
गुहा प्रविष्टौ परमे परार्धे ।

૧૯, હન્તા માને હણ્યાનુ, કે હણાતો જો હણાયલો,
એ ય એના જ અજ્ઞાની; ના હણે, ના હણાય તે.

૨૦, તે સૂક્ષ્મથી સૂક્ષ્મ, મ્હોટાથી મ્હોટો;
સૌ પ્રાણીને અન્તર આત્મ એ વસે.
નિષ્કામી ને શોકવામ્યા જ પેખે
એ આત્મનો મહિમા કર્તાની કૃપાથી.

૨૧, બેઠેલો તે ફરે દૂર, સૂતેલો સંચરે બધે;
મત્ત–અમત્ત દેવને એ જાણે મ્હારાથી અન્ય કો ?

૨૨, અશરીરી શરીરોમાં, ધ્રુવ એ અધ્રુવો વિશે;
એ મહાન્ વિભુ આત્માને જાણી શોચે ન ધીર કો.

૨૩, ન એ આત્મા લભ્ય વ્યાખ્યાનથી જ,
ન બુદ્ધિથી, ના બહુ કથા સુણ્યે;
જેને વરે એ, એહને એ સુગમ્ય;
એ આત્મ એને નિજ રૂપ ઉઘાડે

૨૪, ન પાપથી અવિરામ્યાએ. ન અશાન્તે, ન અસ્થિરે,
ન વિહ્વળ મનના કોએઃ પ્રજ્ઞાને જ પમાય તે.

૨૫, બ્રાહ્મણ ક્ષત્રિય બન્ને યે જેહના થાય કોળિયા,
મૃત્યુ જેના જળઘુંટડા, કો જાણે તેહ છે ક્યહાં ?

## અધ્યાય પ્હેલો, ૩ જી વલ્લી

યમદેવઃ

૧, પરમ ઘુમ્મટની ગુફામાં રહેલા,
આ લોક પીતા પુણ્યનો સાર, બેને

छायातपौ ब्रह्मविदो वदन्ति
पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः ॥ १ ॥
यः सेतुरीजानानामक्षरं ब्रह्म यत्परम् ।
अभयं तितीर्षतां पारं नाचिकेतꣳ शकेमहि ॥ २
आत्मानꣳ रथिनं विद्धि शरीरꣳ रथमेव तु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥ ३ ॥
इन्द्रियाणि हयानाहुर्विषयाꣳस्तेषु गोचरान् ।
आत्मेन्द्रियमनोयुक्तं भोक्तेत्याहुर्मनीषिणः ॥ ४ ॥
यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मनसा सदा ।
तस्येन्द्रियाण्यवश्यानि दुष्टाश्वा इव सारथेः ॥ ५ ॥
यस्तु विज्ञानवान्भवति युक्तेन मनसा सदा ।
तस्येंद्रियाणि वश्यानि सदश्वा इव सारथेः ॥ ६ ॥
यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदाऽशुचिः ।
न स तत्पदमाप्नोति सꣳसारं चाधिगच्छति ॥ ७ ।
यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा शुचिः ।
स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ ८ ॥
विज्ञानसारथिर्यस्तु मनः प्रग्रहवान्नरः ।
सोऽध्वनः परमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ९ ॥
इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः ।
मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ १० ॥

'છાયા–તડકો' બ્રહ્મજ્ઞાની વદે છે
પચાગ્નિ ને ત્રણ નાચિકેત વાળા

૨, જે સેતુ યાજ્ઞિકોનો, ને અક્ષર બ્રહ્મ જે પરમ્,
તરનારનો નિર્ણય આરો, પ્રગટાવ નાચિકેત તે.

૩, આત્માને તું રથી જાણ, અને શરીરને રથ;
બુદ્ધિને તો સારથી, ને અછોડા મનને જ, ને

૪, ઇન્દ્રિયોને કહે ઘોડા, વિષયો માર્ગ એહના,
મનેન્દ્રિયયુક્ત આત્માને ભોક્તા જ ધીમતા કહે.

૫, અવિજ્ઞાની હોય જે, ને સદા વિહ્વળ ચિત્તનો,
અવશ ઇન્દ્રિયો એની, દુષ્ટાશ્વો જેમ સારથી

૬, જેહ તો હોય વિજ્ઞાની, એકાગ્ર ચિત્તનો સદા,
ઇન્દ્રિયો વશ એની જ, સદશ્વો જેમ સારથી

૭, ને જે હોય અવિજ્ઞાની, સદા મલીન, વિહ્વળ,
તે ન એ પદને પામે, પડે સસારમા ફરી

૮, અને જે હોય વિજ્ઞાની, એકાગ્ર, નિત્ય નિર્મળ,
તેહ તો એ પદ પામે, જ્યહાથી પાછો ન જન્મતો.

૯, વિજ્ઞાન સારથી જેનો, એકાગ્ર મનનો નર,
તે પામે માર્ગનો પાર, તે વિષ્ણુનુ પરમ્ પદ

૧૦, ઇન્દ્રિયોથી પર વિષયો, વિષયોથી પર મન,
મનથી તો પરી બુદ્ધિ, મહદાત્મા બુદ્ધિથી પર.

महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः ।
पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥

एष सर्वेषु भूतेषु गूढात्मा न प्रकाशते ।
दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥ १३ ॥

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत ।
क्षुरस्य धारा निशिता दुरत्यया
दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥ १४ ॥

अशब्दमस्पर्शमरूपमव्ययं
तथाऽरसं नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं
निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥ १५ ॥

नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्तꣳ सनातनम् ।
उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते ॥ १६ ॥

य इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि ।
प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते तदानन्त्याय कल्पत इति ॥

## द्वितीयोऽध्यायः, चतुर्थी वल्ली

पराञ्चि खानि व्यतृणत्स्वयम्भू-
स्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् ।

૧૧, મહદાત્મથી પર અવ્યક્ત, પુરુષ અવ્યક્તથી પરો;
પુરુષથી ન પર કાંઈ, તે છેલ્લી, તે પરમ્ ગતિ

૧૨, એ જ સૌ ભૂતમા આત્મા ગૂઢ છે, પ્રગટે નહીં;
એકાગ્ર સૂક્ષ્મ બુદ્ધિથી દર્શે તે સૂક્ષ્મદર્શીને.

૧૩, પ્રાજ્ઞ તો વાણુને મનમા પરોવે, મન બુદ્ધિમા;
બુદ્ધિને તો મહદ્તત્વે, મહદ્તત્ત્વ શાન્ત આત્મમા.

૧૪, ઉઠો, જાગો, સદ્‌ભાગ્યે શ્રેષ્ઠને મળી
ઘસેલી અસાની દુર્ગમ ધાર જેવો
એ માર્ગને વિદ્વાનો દુર્ગમ વદે છે

૧૫, અશબ્દ, અસ્પર્શ, અરૂપ, અવ્યય,
અરસ, તથા નિત્ય અગન્ધવાન જે,
અનાદિ, અનન્ત, મહત્‌થી પરો, ધ્રુવ
એ જાણીને મૃત્યુમુખથી છૂટે તે.

૧૬, નચિકેતાનું યમભાખ્યુ ઉપાખ્યાન સનાતન
ભાખી-સુણી મેધાવી તો મ્હાલે છે બ્રહ્મલોકમા.

૧૭, જે કો બ્રહ્મસભામાહીં સુણાવે ગૂઢ આ પરમ્,
કે સયમી શ્રાદ્ધકાળે કો, એહ પામે અનન્તને,
એહ પામે અનન્તને

## અધ્યાય બીજો, ૪ થી વલ્લી

૧, બહાર વિસ્તરે ઇન્દ્રિયો સૌ સ્વયંભૂ;
તેથી જાણે બ્હારનું, ન અન્તરાત્માને

कश्चिद्धीर: प्रत्यगात्मानमैक्षत्
आवृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ॥

पराच: कामाननुयन्ति बाला:
ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा
ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥

येन रूपं रसं गन्धं शब्दान्स्पर्शांश्च मैथुनान् ।
एतेनैव विजानाति किमत्र परिशिष्यते । एतद्वैतत् ॥ ३ ॥

स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति ।
महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥

य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् ।
ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वैतत् ॥ ५ ॥

यः पूर्वं तपसो जातमद्भ्यः पूर्वमजायत ।
गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतेभिर्व्यपश्यत । एतद्वैतत् ॥ ६ ॥

या प्राणेन संभवत्यदितिर्देवतामयी ।
गुहां प्रविश्य तिष्ठन्तीं या भूतेभिर्व्यजायत । एतद्वैतत् ॥ ७ ॥

अरण्योर्निहितो जातवेदा
गर्भ इव सुभृतो गर्भिणीभिः ।

ચક્ષુ વાળેલો, અમૃતત્વ વાંછતો,
કો ધીર પેખે અન્તર્યામી આત્મને.

૨, ને બાલીશો બાહ્ય વિષયો પૂઠે પળે,
ને મૃત્યુની પાથરી જાળમા પડે;
અધ્રુવમાં ધ્રુવ પારખી અમૃતત્વ
ધીરો ન વાંછે વિષયોને એ અહીં.

૩, સંસર્ગજા રસ રૂપ ગન્ધ ને શબ્દ સ્પર્શને
ઓળખે એહ જેનાથી,–શું અહીં શેષ રહે પછી ?—
એ જ તે.

૪, જાગૃતિ-સ્વપ્ન બન્નેનો પામે પાર જેહના વડે,
મહાન્ એ વિભુ આત્માને જાણી શોચે ન ધીર કો.

૫, અન્તર્યામીત્વથી જેહ ભોક્તા જાણે જ આત્મને,
ને સ્વામી ભૂતભાવીનો, ત્હેને શંકા પછી કશી ?
એ જ તે.

૬, જે પૂર્વે તપથી જન્મ્યો, જળથી પૂર્વે જ ઉદ્ભવ્યો,
ગુહા પ્રવેશી જે રહેતો, ભૂતો દ્વારા ઓળખાય જે:
એ જ તે.

૭, પ્રાણરૂપે સંભવે જે અદિતિ દેવતામયી,
ગુહા પ્રવેશી રહે છે, ને ભૂતો દ્વારા પ્રગટે જ જે:
એ જ તે.

૮, અરણીઓમાં રહે જાતવેદ,
ગર્ભિણીમાં સંભર્યાં ગર્ભ પેઠે;

दिवे दिव ईड्यो जागृवद्भि
हविष्मद्भिर्मनुष्यभिरग्नि । एतद्वैतत् ॥ ८ ॥

यतश्चोदेति सूर्योऽस्त यत्र च गच्छति ।
तं देवाः सर्वेऽर्पितास्तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥ ९ ॥

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह ।
मृत्यो स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १० ॥

मनसैवेदमाप्तव्य नेह नानास्ति किंचन ।
मृत्यो स मृत्यु गच्छति य इह नानेव पश्यति ॥ ११ ॥

अङ्गुष्ठमात्र पुरुषो मध्य आत्मनि तिष्ठति ।
ईशानो भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वैतत् ॥ १२ ॥

अङ्गुष्ठमात्र पुरुषो ज्योतिरिवाधूमक ।
ईशानो भूतभव्यस्य स एवाद्य स उ श्व । एतद्वैतत् ॥ १३ ॥

यथोदक दुर्गे वृष्ट पर्वतेषु विधावति ।
एवं धर्मान्पृथक् पश्यस्तानेवानुविधावति ॥ १४ ॥

यथोदक शुद्धे शुद्धमासिक्त तादृगेव भवति ।
एव मुनेर्विजानत आत्मा भवति गौतम ॥ १५ ॥

લોકે લોકે જાગતા જ જનોથી—
હવિર્દાતાથી એહ પૂજાય અગ્નિઃ
એ જ તે.

૯, ને જ્યંહાથી ઉગે સૂર્ય, ને જ્યંહા એહ આથમે,
એને સૌ દેવ આલબે; ન એનો પાર કો લહે·
એ જ તે.

૧૦, જે અંહી છે, તે જ છે ત્ય્હાં; ત્ય્હા જ છે, તે અહી જ છે;
મૃત્યુથી મૃત્યુ તે પામે, આમા નાનાત્વ જે જૂવે.

૧૧, મનથી પામવા શો તે; એમા ભેદ નથી કશા;
મૃત્યુથી મૃત્યુ તે પામે, પેખે છે ભેદ જે અહી

૧૨, અગૂઠા માત્ર પુરુષ આત્માની મધ્યમા વસે,
તે સ્વામી ભૂતભાવોનો, દ્વિધાભાવ નથી પછી·
એ જ તે

૧૩, અગૂઠા માત્ર પુરુષ, ધૂમાડાહીન જ્યોતિ શો,
તે સ્વામી ભૂતભાવોનો, એહ આજે જ, કાલ તેઃ
એ જ તે.

૧૪, જેમ શિખરે વર્ષ્યું વારી પર્વતેમા દડે-રડે,
એમ નાના ભેદ જોનારા ભેદોની જ પૂંઠે ભમે

૧૫, જેમ શુધ્ધે શુદ્ધ પાણી એકરસ થાય રેડતા,
વિજ્ઞાની મુનિનો એમ આત્મા ગૌતમ ! થાય છે.

## द्वितियोऽध्यायः, पञ्चमी वल्ली

पुरमेकादशद्वारमजस्यावक्रचेतस ।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते। एतद्वैतत् ॥ १ ॥

हꣳसः शुचिषद्वसुरन्तरिक्षसत्
होता वेदिषदतिथिर्दुरोणसत् ।
नृषद्वरसदृतसद्व्योमसत्
अब्जा गोजा ऋतजा अद्रिजा ऋतं बृहत् ॥ २ ॥

ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वे देवा उपासते ॥ ३ ॥

अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः ।
देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते । एतद्वैतत् ॥ ४ ॥

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन ।
इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥

हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् ।
यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥ ६ ॥

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिन ॥
स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ ७ ॥

य एष सुप्तेषु जागर्ति
कामं कामं पुरुषो निर्मिमाणः ।

## અધ્યાય બીજો, ૫ મી વલ્લી

૧, અજ, અવક્ર ચેતનનુ અગિયાર દ્વારનુ પુર;
ત્હેને સેવી ન શોચે કો; મુક્ત થઇ મુક્તિ માણતો:
એ જ તે

૨, હંસ થઈ રૂહે પવિત્રોમા, વસુ અન્તરિક્ષમાં,
હોતા વેદિમા, અતિથિ ગૃહમાહિ તે;
નરોમા શ્રેષ્ઠોમા ઋતમા વ્યોમમા વસે,
જલજા, વાણીજા, ઋતજા, ગિરિજામા (તે) બૃહત્ ઋત.

૩, ચ્હડાવે પ્રાણને ઉંચે, ઉતારે જ અપાનને;
મધ્યે બેઠા વામનને સેવે છે સર્વ ઇન્દ્રિયો

૪, દેહ વિસર્જતા એહ દેહવાસી જ દેહીનુ—
દેહથી તે છૂટતાનુ–રહે છે શેષ શુ અહીં ?
એ જ તે.

૫, ન પ્રાણે, ન અપાને ચે, જીવે છે મર્ત્ય કોઈ ચે;
જીવે તો છે જ બીજાથી, જેમા બન્ને ય એ રહ્યાં.

૬, સુણ હો ! આ ત્હને ભાખુ ગુહ્ય બ્રહ્મ સનાતન;
અને પામ્યે મૃત્યુ જેવો થાય છે આત્મ, ગૌતમ !

૭, પડે છે ગર્ભમાં કોઈ દેહી તો દેહ ધારવા;
સ્થાવરે સચરે અન્ય યથા કર્મ, યથા મતિ.

૮, ઉંઘેલામાં જેહ આ જાગતો છે,
પ્રેરે પુરુષને વિષયે કામનાને;

तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥ ८ ॥

अग्निर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ ९ ॥

वायुर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्व भूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥ १० ॥

सूर्यो यथा सर्वलोकस्य चक्षु
न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
न लिप्यते लोकदुःखेन बाह्यः ॥ ११ ॥

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा
तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥ १२ ॥

नित्योऽनित्यानां चेतनश्चेतनानाम्
एको बहूनां यो विदधाति कामान् ।

એ જ શુભ્ર, એ જ બ્રહ્મ; કહે અમૃત એહને;
એમા લોક રહે સર્વે; એનો પામે ન પાર કો.
એ જ તે.

૯, એક જ અગ્નિ ભુવને પ્રવેશી
રૂપે રૂપે પ્રતિરૂપ થાય જેમ;
એક જ એવો સર્વભૂતાન્તરાત્મા
રૂપે રૂપે પ્રતિરૂપ; ને છ બાહ્ય.

૧૦, ને એક વાયુ ભુવને પ્રવેશી
રૂપે રૂપે પ્રતિરૂપ થાય જેમ;
એક જ એવો સર્વભૂતાન્તરાત્મા
રૂપે રૂપે પ્રતિરૂપ, ને છ બાહ્ય.

૧૧, સૌ લોકનુ ચક્ષુ જ સૂર્ય જેમ
લેપાય ના ચક્ષુથી બાહ્ય હોવથી;
એક જ એવો સર્વભૂતાન્તરાત્મા
લેપાય ના લોકદુઃખે, બ્હારનો તે.

૧૨, એક નિયન્તા સર્વભૂતાન્તરાત્મા
ને એકરૂપી બહુધા જેહ થાય;
આત્મસ્થ એને જે નિહાળે જ ધીર,
ત્હેને જ શાશ્વત સુખ, ન અન્યને કો.

૧૩, અનિત્યમાં નિત્ય, ચેતન ચેતનોનું,
જે એક પૂરે બહુની ય કામના;

तमात्मस्थं येऽनुपश्यन्ति धीराः
तेषां शान्तिः शाश्वती नेतरेषाम् ॥ १३ ॥

तदेतदिति मन्यन्तेऽनिर्देश्यं परमं सुखम् ।
कथं नु तद्विजानीयां किमु भाति विभाति वा ॥ १४ ॥

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥ १५ ॥

## द्वितीयोऽध्यायः, षष्ठी वल्ली

ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः ।
तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते ।
तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वैतत् ॥१॥

यदिदं किंच जगत्सर्वं प्राण एजति निःसृतम् ।
महद्भयं वज्रमुद्यतं य
एतद्विदुरमृतास्ते भवन्ति ॥ २ ॥

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥

इह चेदशकद्बोद्धुं प्राक् शरीरस्य विस्रसः ।
ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

આત્મસ્થ એને પેખતા ધીર જેહ,
તે શાશ્વતી શાન્તિ લહે, ન અન્ય.

નચિકેતા:

૧૪, જે આ, એમ મનાયે છે, અનિર્દેશ્ય પરમ્ સુખ,
એને ઓળખવો કેમ? દીપે, કે કોઇ દીપવે?

યમદેવ:

૧૫, પ્રકાશે સૂર્ય ના એને, ના ચન્દ્રે, નહિ તારકે;
ના પ્રકાશે વીજ એને; પ્રકાશે અગ્નિ ક્યહાથી તો?
ત્હેના પ્રકાશ્યે સૌ પછીથી પ્રકાશે;
એની પ્રભાથી સર્વ પ્રકાશતું આ.

## અધ્યાય બીજો, ૬ ઠ્ઠી વલ્લી

૧, ઉંચા મૂળ, નીચી શાખાનો આ અશ્વત્થ સનાતન;
એ જ શુભ્ર, એ જ બ્રહ્મ; એ જ ક્‌હેવાય અમૃત;
એમા લોકો વિશ્રમે સૌ; એનો પામે ન પાર કો.
એ જ તે.

૨, જે આ કાંઈ જગત, સૌ તે પ્રાણથી નીસર્યું–હાલતું;
મહાન ભય તે, વજ્ર ઉગામિયા શુ,
જે એમ જાણે, અમૃત થાય એહ.

૩, જેના ભયે તપે અગ્નિ, જેના ભયે તપે રવિ;
જેના ભયે ઈન્દ્ર વાયુ ને ધપે મૃત્યુ પાંચમુ

૪, દેહ પડ્યાની પૂર્વે જો ન જાણ્યો એહને અહીં,
તો પછી સૃષ્ટિમા લોકે જન્મે એ; એમ જાણવુ.

यथादर्शे तथात्मनि
यथा स्वप्ने तथा पितृलोके ।
यथाप्सु परीव ददृशे तथा गन्धर्वलोके
छायातपयोरिव ब्रह्मलोके ॥ ५ ॥
इन्द्रियाणां पृथग्भावमुदयास्तमयौ च यत् ।
पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥ ६ ॥
इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्वमुत्तमम् ।
सत्त्वादधि महानात्मा महतोऽव्यक्तमुत्तमम् ॥ ७ ॥
अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽलिङ्ग एव च ।
यज्ज्ञात्वा मुच्यते जन्तुरमृतत्वं च गच्छति ॥ ८ ॥
न संदृशे तिष्ठति रूपमस्य
न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषा मनसाभिक्लृप्तो
य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ ९ ॥
यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ॥ १० ॥
तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् ।
अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥
नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न चक्षुषा ।
अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥ १२ ॥
अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः ।
अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ १३ ॥

૫, જેવુ દર્પણે, એહવુ આત્મમાહી,
જેવુ સ્વપ્ને, એહવુ પિતૃલોકે,
જેવુ ઝખાય જળે, એવુ ગન્ધર્વલોકે,
છાયા–તડકાની પેઠમ બ્રહ્મલોકે.

૬, ઇન્દ્રિયોના જૂદા જૂદા ભાવ જે ઉદયાસ્તના,
નાના ઉદયાસ્તવાળા તે માની ધીર ન શોચતો

૭, ઇન્દ્રિયોથી પરે મન, મનથી સત્ત્વ ઉત્તમ,
સત્ત્વથી તો મહદ્ તત્વ, મહદથી અવ્યક્ત ઉત્તમ.

૮, અવ્યક્તથી પરો પુરુષ, જે વ્યાપક, જે અલિંગ છે,
જે જાણ્યે મુક્તિ લે પ્રાણી, ને પામે અમૃતત્વને

૯, ન રૂપ એનુ મદર્શનમાહિ આવે,
ન કોઇ પેખે ચક્ષુથી એહને જ,
ભાવે બુદ્ધિએ સંકલ્પે કલ્પાય તે,
જે એમ જાણે, અમૃત થાય એહ

૧૦, જ્યહારે જ્ઞાનેન્દ્રિયો પાચે ઠરે છે, મનની સહ,
ને બુદ્ધિ ન કરે ચાળા, ત્હેને કહે પરમ્ ગતિ.

૧૧, ઇન્દ્રિયો ધારવી સ્થિર–ત્હેને જ યોગ માનતા,
થાય ત્યહારે અનુન્માદી, યોગ તો આથમે–ઉગે

૧૨, ન વાચાથી, ન મનસા, ન તે પમાય ચક્ષુથી,
'છે' કહેનારથી અન્યે, કહો, શી રીતે પમાય તે?

૧૩, 'છે' જાણી જાણવો એ, ને તત્ત્વભાવે એમ બે વિધે,
'છે' જેવુ જાણ્યુ એ ત્હેને તત્ત્વભાવે પ્રકાશતો.

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः ।
अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ १४ ॥
सदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः ।
अथ मर्त्योऽमृतो भवत्येतावदनुशासनम् ॥ १५ ॥
शतं चैका च हृदयस्य नाड्यः ।
तासां मूर्धानमभिनिःसृतैका ॥
तयोर्ध्वमायन्नमृतत्वमेति ।
विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति ॥ १६ ॥
अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा ।
सदा जनानां हृदये संनिविष्टः ॥
तं स्वाच्छरीरात्प्रवृहेत् ।
मुञ्जादिवेषीकां धैर्येण
त विद्याच्छुक्रममृतं तं विद्याच्छुक्रममृतमिति ॥ १७ ॥
मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा ।
विद्यामेतां योगविधिं च कृत्स्नम् ॥
ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्युः ।
योऽप्येवं यो अविदध्यात्ममेवम् ॥ १८ ॥

ॐ सह नाववतु सह नौ भुनक्तु ।
सह वीर्यं करवावहै ॥
तेजस्वि नावधीतमस्तु ।
मा विद्विषावहै ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरि. ॐ शान्ति

૧૪, જ્યાહરે જ વિરામે છે સૌ હૈયાવાસી કામના,
ત્યહારે મર્ત્ય તરી મૃત્યુ અંહી માણે જ બ્રહ્મને.
૧૫, સર્વે છેદાય છે જ્યહારે હૈયાની ગ્રન્થીઓ અંહી,
ત્યહારે મર્ત્ય તરે મૃત્યુ; એટલો ઉપદેશ આ.
૧૬, એક સો ને એક હૈયાની નાડીઓ;
એમાંથી એક જ વીંધી તાળુ નીસરે.
એ વડે ઉર્ધ્વ જતા અમૃતત્ત્વ પામે;
અન્ય ભ્રમન્તીથી થાય ઉડી બેસવાનું.
૧૭, અંગુષ્ઠ માત્ર પુરુષ અન્તરાત્મા;
સદા જનોને હૃદયે સુવિરાજે.
લ્હેને નિજ દેહમાંથી ખેંચી ક્હાડે—
ધૈર્યે મુંજમાથી ખેંચિયા તન્તુ પેઠે—
એ જાણે શુભ્ર અમૃત, એ જાણે શુભ્ર અમૃત.

ઋષિઃ

૧૮, આ વિદ્યા ને યોગવિધિ જ સર્વ,
યમની ભાખી, ઝીલીને નચિકેતા,
પામી બ્રહ્મ, ગયો કર્મ-મૃત્યુથી પારઃ
બીજા ય એમ, જેહ અધ્યાત્મ જાણે.

ૐ

ૐ સંગે જઈએ, સંગે માણિયે,
સંગે પ્રાક્રમ ખેડિયે;
તેજસ્વી અમ ભણ્યું થાવ;
અમોને દ્વેષ મા હજો!
ૐ શાન્તિ શાન્તિ શાન્તિ; હરિ ૐ શાન્તિ

# ૪, શ્રી પ્રશ્નોપનિષદ

અથર્વવેદની પિપ્પલાદ શાખાનું આ ઉપનિષદ છે

સુકેશ સત્યકામ સૌર્યાયણી કૌસલ્ય ભાર્ગવ ને કબન્ધી એ છ બ્રહ્મપરાયણ બ્રહ્મર્ષિઓ ભગવાન પિપ્પલાદ મુનિ સમીપે ગયા, અને જે પ્રશ્નો પૂછ્યા એમના ઉત્તરોનું આ ઉપનિષદ એ પ્રશ્નમાળા ઉપરથી આ પ્રશ્નોપનિષદ કહેવાય છે

ભગવાન શંકરાચાર્યે આ ઉપનિષદનું ભાષ્ય રચેલું છે, અને આ ઉપનિષદને બ્રાહ્મણ ભાખેલું છે આનન્દાશ્રમગ્રન્થાવલિમા ત્રણ ટીકાઓ સાથે આ ઉપનિષદ છપાયેલું છે

કેનોપનિષદની પેઠે આ ઉપનિષદમા પણ પ્રશ્નો પૂછાઇને જ્ઞાનચર્ચા થાય છે. કેનોપનિષદના પ્રશ્નો વિશ્વના મૂળના મધ્યબિન્દુએ મુમુક્ષુને લઇ જઇને મૂકે છે, આ ઉપનિષદમાંના પ્રશ્નો વિશ્વના વડલાની ઘટાઓમા જિજ્ઞાસુઓના જ્ઞાનપીપાસુ મોરલાઓની ઉડાઉડ કરાવે છે અધિકારીએ વિશ્વવડલાની ગહન ઘટાઓ યે ઢૂંઢવાની છે ને ઊંડાં મૂળ પણ પારખવાનાં છે

સૃષ્ટિની ઉત્પત્તિ એ જન્મમૃત્યુના જેવો જ ઇન્દ્રિયપર અને ઇતિહાસપર મહાપ્રશ્ન છે આ ઉપનિષદમા, તેમ જ તૈત્તિરીય ઉપનિષદમા મન્ત્રદ્રષ્ટાઓએ તે વર્ણવેલી છે ઇન્દ્રિયોના કકાસની બોધગાથા આ ઉપનિષદમા તેમ જ છાંદોગ્યઉપનિષદમા છે ઇન્દ્રિયરાજ્યોના પ્રાન્ત પ્રાન્તમાં મહાપ્રાણને આ ઉપનિષદે ચક્રવર્તી ભાખેલો છે

ઉંઘ શુ છે ને સ્વપ્નાવસ્થા શુ છે એ ત્હારે Mysteries હતી, અને આજે પણ હજી લગભગ એવી જ Mysteries છે

સોળપાંખડી કમળ સમો સોળકળાયેલ પુરુષ આજે પણ દુનિયામા ત્હારે હતો એટલો જ દુર્લભ છે

ॐ तत्सत् ।

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभि
व्यशेम देवहितं यदायुः ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः
स्वस्ति नः पूषा विश्ववेदाः ॥
स्वस्ति नस्तार्क्ष्यो ऽरिष्टनेमि
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## प्रथमः प्रश्नः

ॐ सुकेशा च भारद्वाजः शैब्यश्च सत्यकामः सौर्यायणी च गार्ग्यः कौसल्यश्चाश्वलायनो भार्गवो वैदर्भिः कबन्धी कात्यायनस्ते हैते ब्रह्मपरा ब्रह्मनिष्ठाः परं ब्रह्मान्वेषमाणा एष ह वै तत्सर्वं वक्ष्यतीति ते ह समित्पाणयो भगवन्तं पिप्पलादमुपसन्नाः ॥ १ ॥

ॐ તે સત્ છે.

કલ્યાણ કાને સુણિયે, દેવ ! દ્યો એ;
કલ્યાણ આંખે પેખિયે, પૂજ્યપાદ !
દૃઢ અંગો ને દેહથી, સ્તોત્ર ગાતાં,
દેવદીધેલાં ગાળિયે આયુ આંહી.

સ્વસ્તિ દ્યો ઇન્દ્ર પુરાણકીર્તિ,
સ્વસ્તિ દ્યો ભર્તા વિશ્વદેવો;
સ્વસ્તિ દ્યો સૂર્ય અખંડચક્ર,
સ્વસ્તિ દ્યો અમને બૃહસ્પતિ.

ॐ શાન્તિ શાન્તિ શાન્તિ

## પ્રશ્ન પહેલો

૧, ભરદ્વાજના પુત્ર સુકેશા, ને શિબિ દેશના સત્યકામ, ને સૂર્યના પૌત્ર ગાર્ગ્ય, ને કોસલ દેશના આશ્વલાયન, ને વિદર્ભ દેશના ભાર્ગવ, ને કબન્ધી કાત્યાયન: ખરે જ ને ! તેઓ બ્રહ્મપરાયણ બ્રહ્મનિષ્ઠ પરબ્રહ્મને ખોજનારા (હતા). 'એ જ ખરે ! તે સર્વને ભાખશે' એ ભાવથી સાચે જ ને ! તેઓ હાથમાં સમિધ લેઇને ભગવાન પિપ્પલાદ સમીપે સંચર્યા.

तान्ह स ऋषिरुवाच भूय एव तपसा ब्रह्मचर्येण श्रद्धया संवत्सर सवत्स्यथ यथाकाम प्रश्नान्पृच्छत यदि विज्ञास्यामः सर्वं ह वो वक्ष्याम इति ॥ २ ॥

अथ कबन्धी कात्यायन उपेत्य प्रपच्छ। भगवन्कुतो ह वा इमा प्रजाः प्रजायन्त इति ॥ ३ ॥

तस्मै स होवाच प्रजाकामो वै प्रजापति स तपोऽतप्यत स तपस्तप्त्वा स मिथुनमुत्पादयते। रयिं च प्राणं चेत्येतौ मे बहुधा प्रजा करिष्यत इति ॥ ४ ॥

आदित्यो ह वै प्राणो रयिरेव चन्द्रमा रयिर्वा एतत्सर्वं यन्मूर्तं चामूर्तं च तस्मान्मूर्तिरेव रयि ॥ ५ ॥

अथादित्य उदयन्यत्प्राचीं दिश प्रविशति तेन प्राच्यान्प्राणान् रश्मिषु संनिधत्ते। यद्दक्षिणा यत्प्रतीचीं यदुदीचीं यदधो यदूर्ध्वं यद तरा दिशो यत्सर्वं प्रकाशयति तेन सर्वान्प्राणान् रश्मिषु संनिधत्ते ॥ ६ ॥

૨, ત્હેમને ખરે! તે ઋષિએ કહ્યું: ફરી વળી તપ કરતા, બ્રહ્મચર્ય પાળી, શ્રદ્ધાથી વર્ષભર સ્થિર થઇ રહો. પછી મનભાવતા પ્રશ્નો પૂછો. જે જાણતો હઈશ, (તે) સન્ધુ ખરે! ત્હમને કહીશ.

૩, પછી કબન્ધી કાત્યાયને સમીપે જઇને પૂછયું: ભગવન્! કય્હાંથી ખરે! આ પ્રજા જન્મે છે?

૪, ત્હેને સાચે જ ને! ત્હેમણે કહ્યુ: પ્રજાપતિ ખરે! પ્રજાભાવનાવાળા (થયા). ત્હેમણે તપ તપ્યુ. એ તપ તપીને એમણે (એક) જોડકું ઉપજાવ્યુ: અન્ન ને પ્રાણ. (ને ધાર્યું કે) આ બે મુજ કાજે અનેકધા પ્રજા રચશે.

૫, સૂર્ય જ ખરે! પ્રાણ; અન્ન એ જ ચન્દ્રમા. અથવા અન્ન તે આ સર્વ, જે મૂર્ત ને અમૂર્ત (છે તે). તે માટે મૂર્તિ એ જ અન્ન.

૬, હવે આદિત્ય જ્યહારે ઉદય પામીને પૂર્વ દિશામાં પ્રવેશે છે, તેથી પૂર્વમાના પ્રાણોને કિરણોમાં પરોવે છે; જ્યહારે દક્ષિણમાં, જ્યહારે પશ્ચિમમા, જ્યહારે ઉત્તરમાં, જ્યહારે નીચે, જ્યહારે ઉંચે, જ્યહારે વચલી દિશાઓ (ખૂણાઓ)માં, જ્યહારે સર્વને પ્રકાશે છે, ત્યહારે સર્વ પ્રાણોને કિરણોમાં પરોવે છે.

૭, એ આ વૈશ્વાનર વિશ્વરૂપ પ્રાણઅગ્નિ ઉદય પામે છે. એ આ ઋચામાં ભાખેલું છે:

स एष वैश्वानरो विश्वरूपः प्राणोऽग्निरुदयते । तदेतदृचाभ्युक्तम् ॥७॥

विश्वरूपं हरिणं जातवेदसं
परायणं ज्योतिरेकं तपन्तम् ।
सहस्ररश्मिः शतधा वर्तमानः
प्राणः प्रजानामुदयत्येष सूर्यः ॥ ८ ॥

संवत्सरो वै प्रजापतिस्तस्यायने दक्षिणं चोत्तरं च । तद्ये ह वै तदिष्टापूर्ते कृतमित्युपासते ते चान्द्रमसमेव लोकमभिजयन्ते । त एव पुनरावर्तन्ते तस्मादेत ऋषयः प्रजाकामा दक्षिणं प्रतिपद्यन्ते । एष ह वै रयिर्यः पितृयाणः ॥ ९ ॥

अथोत्तरेण तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययात्मानमन्विष्यादित्यमभिजयन्ते एतद्वै प्राणानामायतनमेतदमृतमभयमेतत्परायणमेतस्मान्न पुनरावर्तन्त इत्येष निरोधस्तदेष श्लोकः ॥ १० ॥

पञ्चपादं पितरं द्वादशाकृतिं
दिव आहुः परे अर्धे पुरीषिणम् ।
अथेमे अन्य उ परे विचक्षणं
सप्तचक्रे षडर आहुरर्पितमिति ॥ ११ ॥

मासो वै प्रजापतिस्तस्य कृष्णपक्ष एव रयिः शुक्लः प्राणस्तस्मादेत ऋषयः शुक्ल इष्टिं कुर्वन्तीतर इतरस्मिन् ॥ १२ ॥

૮, વિશ્વરૂપ, ભર્ગવન્તો, સર્વવેત્તા,
પરમ્ ધામ, અનુપ જ્યોત, તપન્તો,
કોટિ કિરણોવાળો, શતધા સ્ફુરન્તો,
પ્રાણ પ્રજાનો, ઉગે સૂર્ય જે ! આ.

૯, સંવત્સર ખરે ! પ્રજાપતિ (છે). તેહના બે માર્ગ, દક્ષિણ ને ઉત્તર. એમાંથી જેહ ખરે ! એ ઇષ્ટાપૂર્તિને કૃતકૃત્યતા માની સેવે છે, તે ખરે ! ચન્દ્રમાના લોકને જીતે છે. તે ખરે ! પુનર્જન્મને પામે છે. તેથી આ પ્રજાકામનાવાળા ઋષિઓ દક્ષિણ માર્ગે સંચરે છે. એ જ ખરે ! અન્ન; જે પિતૃયાન-જે પિતૃલોકનો માર્ગ.

૧૦, હવે ઉત્તર (માર્ગ) વડે તપથી બ્રહ્મચર્યથી શ્રદ્ધાથી વિદ્યાથી આત્માને ખોળીને સૂર્ય (લોક)ને જીતે છે. એ જ ખરે ! પ્રાણોનું ધામ, એ અમૃત, એ અભય; પરમ ગતિ. ત્હાંથી પુનર્જન્મને પામતા નથી. તે જ છેડો (છે). ત્હેનો આ શ્લોકઃ

૧૧, પાંચ પદના, બાર આકૃતિના પિતા જ
અર્ધે આભે ઉંચે જલશાયી કહ્યા છે;
અને બીજા કહેઃ એ વિચિક્ષણને ઉંચે
સાત ચક્રોવાળા, છ આરાળા (રથ)માં સ્થાપિયો છે.

૧૨, માસ ખરે ! પ્રજાપતિ (છે). ત્હેમાં કૃષ્ણ પક્ષ ખરે ! અન્ન, શુક્લ પ્રાણ (છે). તેથી આ ઋષિઓ શુક્લ (પક્ષ)માં ઇષ્ટિ કરે છે; બીજાઓ બીજા (પક્ષ)માં.

अहोरात्रो वै प्रजापतिस्तस्याहरेव प्राणो रात्रिरेव रयिः प्राणं वा एते प्रस्कन्दन्ति । ये दिवा रत्या संयुज्यन्ते ब्रह्मचर्यमेव तद्यद्रात्रौ रत्या संयुज्यन्ते ॥ १३ ॥

अन्नं वै प्रजापतिस्ततो ह वै तद्रेतस्तस्मादिमाः प्रजाः प्रजायन्त इति ॥ १४ ॥

तद्ये ह वै तत्प्रजापतिव्रतं चरन्ति ते मिथुनमुत्पादयन्ते । तेषामेवैष ब्रह्मलोको येषां तपो ब्रह्मचर्यं येषु सत्यं प्रतिष्ठितम् ॥ १५ ॥

तेषामसौ विरजो ब्रह्मलोको न येषु जिह्ममनृतं न माया चेति ॥१६॥

## द्वितीयः प्रश्नः

अथ हैनं भार्गवो वैदर्भिः पप्रच्छ । भगवन्कत्येव देवाः प्रजां विधारयन्ते कतर एतत्प्रकाशयन्ते कः पुनरेषां वरिष्ठ इति ॥ १ ॥

तस्मै स होवाचाकाशो ह वा एष देवो वायुरग्निराप पृथिवी वाङ्मनश्चक्षुः श्रोत्रं च । ते प्रकाश्याभिवदन्ति वयमेतद्बाणमवष्टभ्य विधारयाम ॥ २ ॥

तान्वरिष्ठ प्राण उवाच मा मोहमापद्यथाहमेवैतत्पञ्चधात्मानं प्रविभज्यैतद्बाणमवष्टभ्य विधारयामीति तेऽश्रद्दधाना बभूवु ॥ ३ ॥

૧૩, દિનરાત્ર ખરે! પ્રજાપતિ (છે) ત્હેમાં દિવસ ખરે! પ્રાણ, રાત્રી ખરે! અન્ન (છે) પ્રાણને ખરે! તેઓ વેડફે છે, જેઓ દિવસે રતિ માણે છે તે ખરે! બ્રહ્મચર્યને (પાળે છે), જેઓ રાત્રીએ રતિ માણે છે.

૧૪, અન્ન ખરે! પ્રજાપતિ (છે) ત્હેમાં ય તે સાચે જ ને! એ રેત ત્હેનાથી આ પ્રજા જન્મે છે.

૧૫, તેથી જેઓ ખરે! એ પ્રજાપતિવ્રતને પાળે છે તેઓ જોડકાને સરજે છે ત્હેમનો જ ખરે! આ બ્રહ્મલોક, જેમના તપ ને બ્રહ્મચર્ય (છે), જેમનામાં સત્ય વિરાજમાન (છે).

૧૬, ત્હેમનો જ આ નિર્મળ બ્રહ્મલોક, જેમનામાં કુટિલતા કે જુઠ્ઠાણું નથી, કે માયા નથી

## પ્રશ્ન બીજો

૧, પછી ખરે! એમને વિદર્ભ દેશના ભાર્ગવે પૂછ્યું હે ભગવન્! કેટલી ખરે! દેવતાઓ (ઇન્દ્રિયો) પ્રજાને ટેકવે છે? કેટલી એને પ્રકાશે છે? કોણ વળી એઓમાં વરિષ્ઠ (છે)?

૨, ત્હેને સાચે જ ત્હેમણે કહ્યું• આકાશ જ ખરે! એ દેવ વાયુ અગ્નિ જળ પૃથ્વી વાણી મન ચક્ષુ ને શ્રોત્ર તેઓ જાહેર ઉચ્ચરે છે કે અમે આ દેહને આધાર દઇ ટેકવિયે છીએ.

૩, ત્હેમને સર્વશ્રેષ્ઠ પ્રાણે કહ્યું મોહ મા પામો હું જ નિજને આ પંચધા વિભાગીને આ દેહને આધાર દઇને ટેકવું છું તેઓને શ્રદ્ધા ન બેઠી

सोऽभिमानादूर्ध्वमुत्क्रमत इव तस्मिन्नुत्क्रामत्यथेतरे सर्व एवोत्क्रामन्ते तस्मिंश्च प्रतिष्ठमाने सर्व एव प्रातिष्ठन्ते यथया मक्षिका मधुकरराजानमुत्क्रामन्तं सर्वा एवोत्क्रामन्ते एवमस्मिंश्च प्रतिष्ठमाने सर्वा एव प्रातिष्ठन्त एवं वाङ्मनश्चक्षु श्रोत्रं च ते प्रीता प्राणं स्तुन्वन्ति ॥ ४ ॥

एषोऽग्निस्तपत्येष सूर्य
एष पर्जन्यो मघवानेष ।
वायुरेष पृथिवी रयिर्देवः
सदसच्चामृत च यत् ॥ ५ ॥

अरा इव रथनाभौ प्राणे सर्वं प्रतिष्ठितम् ।
ऋचो यजूंषि सामानि यज्ञः क्षत्र ब्रह्म च ॥ ६ ॥

प्रजापतिश्चरसि गर्भे त्वमेव प्रतिजायसे ।
तुभ्यं प्राण प्रजास्त्विमा बलिं हरन्ति यः प्राणैः प्रतितिष्ठसि ॥

देवानामसि वह्नितम पितृणा प्रथमा स्वधा ।
ऋषीणा चरितं सत्यमथर्वाङ्गिरसामसि ॥ ८ ॥

इन्द्रस्त्वं प्राणतेजसा रुद्रोऽसि परिरक्षिता ।
त्वमन्तरिक्षे चरसि सूर्यस्त्वं ज्योतिषा पति ॥ ९ ॥

यदा त्वमभिवर्षस्यथेमा प्राण ते प्रजा ।
आनन्दरूपास्तिष्ठन्ति कामायान्नं भविष्यतीति ॥ १० ॥

૪, તે અભિમાનથી ઉંચે ઉઠ્યોઃ જાણે એને ઉડવે અન્ય સહુ ઉડતું જ હોયને ! જાણે એને ઠરવે સર્વે યે ઠરતાં જ હોય ને ! તે જેમ માંખીઓ ભ્રમરરાજને ઉડવે સર્વે યે ઉડે છે, ને જેમ એને ઠરવે સર્વે યે ઠરે છે; એમ વાણી મન ચક્ષુ ને શ્રોત્ર ( વર્તવા માડયા). તેઓ પ્રીતે પ્રાણને સ્તવવા લાગ્યાંઃ

૫, એ જ અગ્નિ તપતો, એ જ સૂર્ય;
એ જ મેઘ, મઘવા ય એ જ;
એ જ વાયુ, પૃથિવી, અન્નદેવ;
સત , અસત્, ને અમૃતે જ એહ.

૬, આરા સમ રથનાભીસા પ્રાણે પ્રોવાઈ સૌ રહ્યા;
ઋક્ યજુઃ ને સામમન્ત્રો, યજ્ઞો, ક્ષત્રિય, બ્રાહ્મણ.

૭, પ્રજાપતિરૂપે ગર્ભે પડી જન્મે તું જ ફરી ફરી;
ત્હને પ્રાણ ! પ્રજા તો આ બલિ આણી દે છેઃ
જે પ્રાણે તું ઠરી રહ્યો.

૮, દેવોનો તું શ્રેષ્ઠ વહ્નિ, પિતૃમા પ્રથમ સ્વધા;
સત્ય ચારિત્ર ઋષિઓમા, અથર્વ અંગિરસો વિશે.

૯, તેજથી પ્રાણ ! તું ઇન્દ્ર; રુદ્ર તું પરિરક્ષક;
અન્તરિક્ષે તું વિચરે, જ્યોતિસ્વામી જ સૂર્ય તું.

૧૦, જ્યહારે તું વરસે, પ્રાણ ! ત્ય્હારે આ તાહરી પ્રજા
આનન્દરંગમાં રૂહે છે વાંછ્યું અન્ન થશે ગણી.

व्रात्यस्त्व प्राणैकऋषिरत्ता विश्वस्य सत्पति ।
वयमाद्यस्य दातार॰ पिता त्वं मातरिश्व न ॥ ११ ॥

या ते तनूर्वाचि प्रतिष्ठिता या श्रोत्रे या च चक्षुषि ।
या च मनसि सन्तता शिवा ता कुरु मोत्क्रमी ॥ १२ ॥

प्राणस्येद वशे सर्वं त्रिदिवे यत्प्रतिष्ठितम् ।
मातेव पुत्रान्रक्षस्व श्रीश्च प्रज्ञा च विधेहि न इति ॥ १३ ॥

## तृतीयः प्रश्नः

अथ हैन कौसल्यश्चाश्वलायनः पप्रच्छ । भगवन्कुत एष प्राणो जायते कथमायात्यस्मिञ्छरीर आत्मान वा प्रविभज्य कथ प्रातिष्ठते केनोत्क्रमते कथ बाह्यमभिधत्ते कथमध्यात्ममिति ॥ १ ॥

तस्मै स होवाचातिप्रश्नान्पृच्छसि ब्रह्मिष्ठोऽसीति तस्मात्तेऽह ब्रवीमि ॥ २ ॥

आत्मन एष प्राणो जायते । यथैषा पुरुषे छायैतस्मिन्नेतदाततं मनोकृतेनायात्यस्मिञ्छरीरे ॥ ३ ॥

यथा सम्राडेवाधिकृतान्विनियुङ्क्ते । एतान्ग्रामानेतान्ग्रामानधितिष्ठस्वेत्येवमेवैष प्राण । इतरान्प्राणान्पृथक्पृथगेव सनिधत्ते ॥ ४ ॥

૧૧, પ્રાણ ! તુ વ્રાત્ય, એકર્ષિ, સૌનો ભક્ષક, સ્વામી તુ,
અમે તો ભક્ષ્ય દેનાર, પિતા અમ માતરિશ્વ ! તુ.

૧૨, વસ્યુ તુજ રૂપ વાણીમા જે, જે શ્રોત્રે, જેહ ચક્ષુમા,
અને જે મનમા પ્રસર્યું, કરો તે ભદ્ર, ન જા ઉઠી

૧૩, પ્રાણને વશ આ સર્વ, ત્રિલોકે જે વસી રહ્યુ,
માત શો રક્ષ પુત્રોને, લક્ષ્મી પ્રજ્ઞા અમને તુ દે

## પ્રશ્ન ત્રીજો

૧, પછી ખરે ! એમને કોસલ દેશના આશ્વલાયને પૂછ્યુ હે ભગવન્ ! શેમાથી આ પ્રાણ જન્મે છે ? શી રીતે આ શરીરમા આવે છે ? અથવા નિજને વ્હેંચીને કેવી રીતે રહે છે ? શાથી ઉઠી જાય છે ? કેવી રીતે બહારનુ અવધારે છે ? કેવી રીતે અધ્યાત્મને (અવધારે છે) ?

૨, સાચે જ ને ! ત્હેને ત્હેમણે કહ્યુ આ અતિપ્રશ્નો પૂછાય છે છતા બ્રહ્મનિષ્ઠ છો, તેથી ત્હેમને હુ ભાખુ છુ.

૩, આત્માથી આ પ્રાણ જન્મે છે. જેમ પુરુષને છાયા, (તેમ) ત્હેને પ્રાણ વળગેલો છે મનની પ્રવૃત્તિથી આ શરીરમા આવે છે.

૪, જેમ સમ્રાટ ખરે ! અધિકારીઓને ભિન્નભિન્ન નિયોજે છે, કે આટલા ગામોને-આટલા ગામોને અધિકારે ર્‌હો, એમ જ આ પ્રાણ અન્ય પ્રાણોને જૂદા જૂદા સયોજી સ્થાપે છે

पायूपस्थेऽपानं चक्षुःश्रोत्रे मुखनासिकाभ्यां प्राणः स्वयं प्रातिष्ठते मध्ये तु समानः । एष ह्येतद्धुतमन्नं समं नयति तस्मादेताः सप्तार्चिषो भवन्ति ॥ ५ ॥

हृदि ह्येष आत्मा । अत्रैतदेकशतं नाडीनां तासां शतं शतमेकैकस्यां द्वासप्ततिर्द्वासप्ततिः प्रतिशाखानाडीसहस्राणि भवन्त्यासु व्यानश्चरति ॥ ६ ॥

अथैकयोर्ध्व उदानः पुण्येन पुण्यं लोकं नयति पापेन पापमुभाभ्यामेव मनुष्यलोकम् ॥ ७ ॥

आदित्यो ह वै बाह्यः प्राण उदयत्येष ह्येनं चाक्षुषं प्राणमनुगृह्णानः । पृथिव्यां या देवता सैषा पुरुषस्यापानमवष्टभ्यान्तरा यदाकाशः स समानो वायुर्व्यानः ॥ ८ ॥

तेजो ह वा उदानस्तस्मादुपशान्ततेजाः ।
पुनर्भवमिन्द्रियैर्मनसि संपद्यमानैः ॥ ९ ॥

यच्चित्तस्तेनैष प्राणमायाति
प्राणस्तेजसा युक्तः ।
सहात्मना यथासंकल्पितं लोकं नयति ॥ १० ॥

૫, ગુદા અને ઉપસ્થમાં અપાનને (સંયોજી સ્થાપે છે). ચક્ષુમાં શ્રોત્રમાં મુખમાં નાસિકામાં પ્રાણ સ્વયં ઠરી રહે છે. નાભિમાં તો સમાન (વાયુ). તેઓ જ એ હોમાયેલા અન્નને (બધાં અંગોમાં) સમ રીતે લઈ જાય છે; ને તેથી આ સાત શિખાઓ પ્રગટે છે.

૬, હૃદયમાં સાચે ને! આ આત્મા (વસે છે). એ (હૃદય) માં આ એક સો ને એક નાડીઓ (છે). તેઓમાંની અકૂકેકમાં સો–સો (છે). ત્હેમાં, પ્રતિશાખા હજાર–હજાર વાળી, બહોત્તેર–બહોત્તેર નાડીઓ હોય છે; જેઓમાં વ્યાન વહે છે.

૭, હવે એક (નાડી) વડે ઉંચે (વ્હહતો) ઉદાન (વાયુ) પુણ્યથી પુણ્યલોકે લઇ જાય છે; પાપથી પાપલોકમાં; અને બન્ને–ય–થી ખરે! મનુષ્યલોકમાં.

૮, આદિત્ય જ ખરે! બાહ્ય પ્રાણ (છે). આ ચક્ષુવાસી પ્રાણનો અનુગ્રહ કરતો ખરે! તે ઉદય પામે છે. પૃથ્વીમાં જે દેવતા, એ આ પુરુષના અપાનને અવલંબે (છે), અન્તરિક્ષે જે આકાશ, તે સમાનને; વાયુ વ્યાનને.

૯, તેજ જ ખરે! ઉદાન (છે). તે માટે તેજ શમી ગયે, ઇન્દ્રિયો મનમાં સંકેલાઇને, પુનર્જન્મ (થાય છે).

૧૦, જેમાં ચિત્ત, ત્યંહાં જ પ્રાણ જાય આ;
ભળીને તેજમાં પ્રાણ
આત્મા સહ લઈ જાયે સંકલ્પેલા જ લોકમાં.

य एव विद्वान्प्राणं वेद ।
न हास्य प्रजा हीयते
अमृतो भवति तदेष श्लोक ॥ ११ ॥

उत्पत्तिमायतिं स्थानं विभुत्वं चैव पञ्चधा ।
आध्यात्मं चैव प्राणस्य विज्ञायामृतमश्नुते विज्ञायामृतमश्नुते इति ॥

## चतुर्थः प्रश्नः

अथ हैन सौर्यायणी गार्ग्यः पप्रच्छ । भगवन्नेतस्मिन्पुरुषे कानि स्वपन्ति कान्यस्मिन् जाग्रति कतर एष देवः स्वप्नान्पश्यति कस्यैतत्सुखं भवति कस्मिन्नु सर्वे संप्रतिष्ठिता भवन्तीति ॥

तस्मै स होवाच । यथा गार्ग्य मरीचयोऽर्कस्यास्तं गच्छतः सर्वा एतस्मिंस्तेजोमण्डल एकीभवन्ति । ताः पुनः पुनरुदयतः प्रचरन्त्येव ह वै तत्सर्वं परे देवे मनस्येकीभवति । तेन तर्ह्येष पुरुषो न शृणोति न पश्यति न जिघ्रति न रसयते न स्पृशते नाभिवदते नादत्ते नानन्दयते न विसृजते नेयायते स्वपितीत्याचक्षते ॥ २ ॥

प्राणाग्नय एवैतस्मिन्पुरे जाग्रति गार्हपत्यो ह वा एषोऽपानो व्यानोऽन्वाहार्यपचनो यद्गार्हपत्यात्प्रणीयते प्रणयनादाहवनीयः प्राणः ॥

૧૧, એમ પ્રાણને જે વિદ્વાન જાણે,
તહેની પ્રજા ન જ નાશ પામે;
અમર થાય. ત્હેનો આ શ્લોક:

૧૨, ઉત્પત્તિ, આવવું, રહેવું, વિભુત્વ પંચ જાતનું,
ને પ્રાણનું જ અધ્યાત્મ, જાણી અમૃત ભોગવે;
જાણી અમૃત ભોગવે.

## પ્રશ્ન ચોથો

૧, પછી ખરે! એમને સૂર્યના પૌત્ર ગાર્ગ્યે પૂછ્યુઃ હે ભગવન્! આ પુરુષમાં કોણ કોણ ઉંઘે છે? કોણ કોણ એમાં જાગે છે? કયો આ (ઇન્દ્રિય) દેવ સ્વપ્નાંને પેખે છે? કોને આ સુખ થાય છે? કોનામાં તો ખરે! સર્વે સુપ્રતિષ્ઠિત થાય છે?

૨, ત્હેને ત્હેમણે સાચે ને! કહ્યુઃ હે ગાર્ગ્ય! જેમ અસ્ત પામતા સૂર્યના કિરણો સર્વે આ તેજોમંડળમાં એકઠા થાય છે, ને પુનરુદય પામતા તે (કિરણો) ફરીને પ્રસરે છે; એમ જ ખરે! તે સર્વે મનની પરમ ઇન્દ્રિયમાં એકત્ર થાય છે. તેથી પછી આ પુરુષ સુણતો નથી, પેખતો નથી, સુઘતો નથી, રસ લેતો નથી, સ્પર્શતો નથી, બોલતો નથી, લેતો નથી, આનન્દતો નથી, (મળમૂત્ર) વિસર્જતો નથી, હાલતો-ચાલતો નથી. તે ઉંઘે છે એમ લોક ભાખે છે.

૩, પ્રાણ (રૂપ) અગ્નિઓ જ આ (દેહરૂપી) પુરમાં જાગે છે. ગાર્હપત્ય (અગ્નિ) જ ખરે! આ અપાન (વાયુ છે). દક્ષિણાગ્નિ વ્યાન (છે). ગાર્હપત્યમાંથી (હોમ કાજે) લઈ જવાય છે માટે, એ લઈ જવાવાને કારણે, આહવનીય (અગ્નિ) પ્રાણ (છે).

यदुच्छ्वासनिःश्वासावेतावाहुती समं नयतीति स समानः मनो ह वाव यजमान इष्टफलमेवोदानः स एनं यजमानमहरहर्ब्रह्म गमयति ॥

अत्रैष देवः स्वप्ने महिमानमनुभवति । यद्दृष्टं दृष्टमनुपश्यति श्रुतं श्रुतमेवार्थमनुशृणोति देशदिगन्तरैश्च प्रत्यनुभूतं पुनः पुनः प्रत्यनुभवति दृष्टं चादृष्टं च श्रुतं चाश्रुतं चानुभूतं चाननुभूतं च सच्चासच्च सर्वं पश्यति सर्वः पश्यति ॥ ५ ॥

स यदा तेजसाभिभूतो भवत्यत्रैष देवः स्वप्नान्न पश्यत्यथ तदैतस्मिञ्छरीरे एतत्सुखं भवति ॥ ६ ॥

स यथा सोम्य वयांसि वासोवृक्षं सम्प्रतिष्ठन्ते ।
एवं ह वै तत्सर्वं पर आत्मनि सम्प्रतिष्ठते ॥ ७ ॥

पृथिवी च पृथिवीमात्रा चापश्चापोमात्रा च तेजश्च तेजोमात्रा च वायुश्च वायुमात्रा चाकाशश्चाकाशमात्रा च चक्षुश्च द्रष्टव्यं च श्रोत्रं च श्रोतव्यं च घ्राणं च घ्रातव्यं च रसश्च रसयितव्यं च त्वक् च स्पर्शयितव्यं च वाक् च वक्तव्यं च हस्तौ चादातव्यं चोपस्थश्चानन्दयितव्यं

૪, ઉચ્છ્વાસનિશ્વાસની આ આહુતિઓ જે સમપણે લઇ જાય છે, તે સમાન (વાયુ છે) મન એજ યજમાન (છે) ઇષ્ટ ફળ ખરે ! ઉદાન (છે). તે આ યજમાનને દિનદિને બ્રહ્મ ભણી લેઇ જાય છે

૫, અહી આ ઇન્દ્રિય સ્વપ્નમા મહિમાને અનુભવે છે. જે જે દીઠેલુ હોય તે ફરી પેખે છે, જે જે સુણેલા હોય તે વિષયોને ફરી સુણે છે, દેશાન્તરે ને દિગન્તરે જૂદુ જૂદુ અનુભવેલુ ફરી ફરી પ્રત્યક્ષ અનુભવે છે દીઠેલુ ને અણદીઠેલુ, સુણેલુ ને અણુ-સુણેલુ, અનુભવેલુ ને અણનુભવેલુ, સત્ ને અસત્ સહુને પેખે છે, આખાને પેખે છે.

૬, તે જ્યહારે તેજથી જીતાય છે, ત્યહારે અહી આ દેવતા (ઇન્દ્રિય) સ્વપ્નાને પેખતી નથી પછી આ શરીરમા તે સુખે રહે છે

૭, સૌમ્ય ! તે જેમ પખીઓ વાસવૃક્ષે ઠરે જઈ,
એમ ખરે જ ! એ સર્વે પરમ્ આત્મે ઠરે જઈ.

૮, પૃથ્વી ને પૃથ્વીની તન્માત્રા, પાણી ને પાણીની તન્માત્રા, તેજ ને તેજની તન્માત્રા, વાયુ ને વાયુની તન્માત્રા, આકાશ ને આકાશની તન્માત્રા, આખ ને દેખવા સમુ, કાન ને સુણવા સમુ, ઘ્રાણ ને સુઘવા સમુ, રસ ને રસ લેવા સમુ, ત્વચા ને સ્પર્શવા સમુ,

च पायुश्च विसर्जयितव्यं च पादौ च गन्तव्यं च मनश्च मन्तव्यं च बुद्धिश्च बोद्धव्यं चाहङ्कारश्चाहङ्कर्तव्यं च चित्तं च चेतयितव्यं च तेजश्च विद्योतयितव्यं च प्राणश्च विधारयितव्यं च ॥ ८ ॥

एष हि द्रष्टा स्प्रष्टा श्रोता घ्राता रसयिता मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः । स परेऽक्षर आत्मनि संप्रतिष्ठते ॥ ९ ॥

परमेवाक्षरं प्रतिपद्यते स यो ह वै तदच्छायमशरीरमलोहितं शुभ्रमक्षरं वेदयते यस्तु सोम्य । स सर्वज्ञः सर्वो भवति तदेष श्लोकः ॥

विज्ञानात्मा सह देवैश्च सर्वैः
प्राणा भूतानि संप्रतिष्ठन्ति यत्र ।
तदक्षरं वेदयते यस्तु सोम्य
स सर्वज्ञः सर्वमेवाविवेशेति ॥ ११ ॥

## पञ्चमः प्रश्नः

अथ हैनं शैब्यः सत्यकामः पप्रच्छ । स यो ह वै तद्भगवन्मनुष्येषु प्रायणान्तमोङ्कारमभिध्यायीत । कतमं वाव स तेन लोकं जयतीति ॥ १ ॥

વાણી ને વદવા સમું, હાથ ને લેવા સમું, ઉપસ્થ ને આનન્દવા સમું, ગુદા ને વિસર્જવા સમું, પાય ને જવા સમું, મન ને માનવા સમું, બુદ્ધિ ને જાણવા સમું, અહંકાર ને અહંકાર કરવા સમું, ચિત્તને ચિન્તવવા સમું, તેજ ને તેજસ્વી કરવા સમું, પ્રાણને અવધારવા સમું: (એ સર્વ પરમ્ આત્મે ઠરે જઈ).

૯, એ જ ખરે! જોનાર, સ્પર્શનાર, સુણનાર, ગન્ધ લેનાર, રસ ચાખનાર, માનનાર, જાણનાર, કર્તા, વિજ્ઞાનાત્મા પુરુષ (છે); તે પરમ અક્ષર આત્મામાં સુસ્થિર થઇ રહે છે.

૧૦, પરમ અક્ષરને જ હે સૌમ્ય! તે પામે છે, કે જેહ ખરેખર! ત્હેને છાયા વિનાનો, શરીર વિનાનો, લોહી વિનાનો, તેજસ્વી, અક્ષર જાણે છે. તે સર્વજ્ઞ સર્વ (રૂપ) થાય છે. ત્હેનો આ શ્લોક;

૧૧, સૌ પ્રાણો, સૌ ઇન્દ્રિયો, ભૂત સહ સૌ
વિજ્ઞાનાત્મા જેહમાં જઈ વિરામે,
એ અક્ષરને જેહ જાણે જ, સૌમ્ય!
સર્વજ્ઞ તે સર્વમાં જ પ્રવેશે.

## પ્રશ્ન પાંચમો

૧, પછી ખરે! એમને શિબિ દેશના સત્યકામે પૂછ્યુઃ હે ભગવન્! ખરેખર! જે મનુષ્ય(લોક)માંથી જતાં સૂધી ૐનું ધ્યાન ધરે છે, તે ખરે! તેથી કિયા લોકને જીતે છે?

तस्मै स होवाच । एतद्वै सत्यकाम परं चापरं च ब्रह्म यदोङ्का-रःतस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति ॥ २ ॥

स यद्येकमात्रमभिध्यायीत स तेनैव संवेदितस्तूर्णमेव जगत्याम-भिसंपद्यते । तमृचो मनुष्यलोकमुपनयन्ते स तत्र तपसा ब्रह्मचर्येण श्रद्धया संपन्नो महिमानमनुभवति ॥ ३ ॥

अथ यदि द्विमात्रेण मनसि संपद्यते सोऽन्तरिक्षं यजुर्भिरुन्नीयते सोमलोकं । स सोमलोके विभूतिमनुभूय पुनरावर्तते ॥ ४ ॥

यः पुनरेतत्त्रिमात्रेणैवोमित्येतेनैवाक्षरेण परं पुरुषमभिध्यायीत स तेजसि सूर्ये संपन्नः । यथा पादोदरस्त्वचा विनिर्मुच्यत एवं ह वै स पाप्मना विनिर्मुक्तः स सामभिरुन्नीयते ब्रह्मलोकं स एतस्माज्जीवघना-त्परात्परं पुरिशयं पुरुषमीक्षते तदेतौ श्लोकौ भवतः ॥ ५ ॥

तिस्रो मात्रा मृत्युमत्यः प्रयुक्ता
अन्योन्यसक्ता अनुविप्रयुक्ताः ।
क्रियासु बाह्याभ्यन्तरमध्यमासु
सम्यक् प्रयुक्तासु न कम्पते ज्ञः ॥ ६ ॥

ऋग्भिरेतं यजुर्भिरन्तरिक्षं
सामभिर्यत्तत्कवयो वेदयन्ते ।

૨, ત્હેને સાચે જ ને ! ત્હેમણે કહ્યું: હે સત્યકામ ! એ જ ખરે ! પર ને અપર બ્રહ્મ, જે ઓમકાર (છે). તેથી વિદ્વાન એ સાધનવડે ખરે ! (ત્રણમાથી) એકાદને પામે છે.

૩, તે જો એકમાત્રાથી ધ્યાન ધરે, તો ત્હેના જ વડે બોધ પામીને શિઘ્રે જ તે જગતને પામે છે ત્હેને ઋક્ મન્ત્રો મનુષ્યલોકમા લેઇ જાય છે. તપથી બ્રહ્મચર્યથી શ્રદ્ધાથી સપન્ન તે ત્હો મહિમાને અનુભવે છે

૪, હવે જો બે માત્રાથી મનમા સંપાદન કરે, તો યજુ મન્ત્રો એને અન્તરિક્ષે ચન્દ્રલોકમા લઇ જાય છે ચન્દ્રલોકમા વિભૂતિ માણીને તે પુનર્જન્મે આવે છે.

૫, જે વળી ત્રણ માત્રાથી ૐ એમ એ જ શબ્દ વડે એ પરમ પુરુષનુ ધ્યાન ધરે છે, તે તેજસ્વી સૂર્ય(લોક)ને પામે છે જેમ સર્પ કાચળી ઉતારી નાખે છે, એમ જ ખરે ! પાપપુજથી છૂટીને સામ મન્ત્રો વડે ઉંચે બ્રહ્મલોકે તે લઈ જવાય છે ને તેથી તે જીવઘનથી પરાત્પર (હૃદય) પુરવાસી પુરુષને પેખે છે ત્હેના આ બે શ્લોક છે

૬, મૃત્યુઠ ખાળી છે ત્રણ માત્રા ભિન્નભિન્ન,
અન્યોન્યગૂથી એહ સદ્યોગકારી,
ક્રિયાયોગે, બાહર ભીતર મધ્યમા યે,
સુરીતે પ્રવર્ત્યે જ જ્ઞાની ચળે ના.

૭, ઋકથી આ લોક, યજુથી અન્તરિક્ષ,
ને સામથી તે, જે ક્રાન્તદર્શી જ જાણે

तासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति तदेष श्लोकः ॥ ५ ॥

अरा इव रथनाभौ कला यस्मिन्प्रतिष्ठिताः ।
तं वेद्यं पुरुषं वेद यथा मा वो मृत्युः परिव्यथा इति ॥ ६ ॥

तान्होवाचैतावदेवाहमेतत्परं ब्रह्म वेद ।
नातः परमस्तीति ॥ ७ ॥

ते तमर्चयन्तस्त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसीति नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ८ ॥

  

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभि
र्व्यशेम देवहितं यदायुः ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः
स्वस्ति नः पूषा विश्ववेदाः ॥
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरिः ॐ शान्तिः ॥

લોપાય છે, સમુદ્ર એમ જ કહેવાય છે: એમ જ આ પરિદ્રષ્ટાની આ પુરુષપરાયણા સોળે કળાઓ પુરુષને પામીને આથમી જાય છે, નામરૂપે લોપાય છે, પુરુષ એમ જ કહેવાય છે. ને તે અકલ-કલા રહીત ને અમૃત થાય છે. ત્હેનો આ શ્લોક:

૬, આરા સમ રથનાભીમાં કળા જેની ઠરી રહે,
તે વેદ્ય પુરુષને જાણો, જેથી ત્હમને મૃત્યુના પીડે.

૭, તેઓ (છ પ્રશ્નો પૂછનારાઓ)ને ખરે ! ત્હેમણે (પિપ્પલાદે) કહ્યુ: એટલો જ હું તે પરબ્રહ્મને જાણું છું. એથી અધિકું કાંઈ છે નહી.

૮, તે (છ ઋષિ)ઓ ત્હેમની (પિપ્પલાદની) અર્ચાપૂજા કરતા (ઉચ્ચર્યા): ત્હમે જ ખરે ! અમારા પિતા (છો); જેમણે અમને અવિદ્યાથી પરમ પાર લાર્યા-ઉતાર્યા.

પરમ ઋષિઓને નમસ્કાર હો !
પરમ ઋષિઓને નમસ્કાર હો !

કલ્યાણ કાને સુણિયે, દેવ ! દ્યો એ;
કલ્યાણ આંખે પેખિયે, પૂજ્યપાદ !
દ્દઢ અંગો ને દેહથી, સ્તોત્ર ગાતા,
દેવદીધેલાં ગાળિયે આયુ આહીં.

સ્વસ્તિ દ્યો ઈન્દ્ર પુરાણકીર્તિ,
સ્વસ્તિ દ્યો ભર્તા વિશ્વદેવો;
સ્વસ્તિ દ્યો સૂર્ય અખડચક્ર,
સ્વસ્તિ દ્યો અમને બૃહસ્પતિ.

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ; હરિ ૐ શાન્તિ.

तमोङ्कारेणैवायतनेनान्वेति विद्वान्
यत्तच्छान्तमजरममृतमभयं परं चेति ॥ ७ ॥

## षष्ठ प्रश्नः

अथ हैनं सुकेशा भारद्वाजः पप्रच्छ । भगवन्हिरण्यनाभः कौसल्यो राजपुत्रो मामुपेत्यैतं प्रश्नमपृच्छत । षोडशकलं भारद्वाज पुरुषं वेत्थ तमहं कुमारमब्रुवं नाहमिमं वेद यद्यहमिममवेदिषं कथं ते नावक्ष्यमिति समूलो वा एष परिशुष्यति योऽनृतमभिवदति तस्मान्नार्हाम्यनृतं वक्तुं स तूष्णीं रथमारुह्य प्रवव्राज । तं त्वा पृच्छामि क्वासौ पुरुष इति ॥ १ ॥

तस्मै स होवाच । इहैवान्तःशरीरे सोम्य स पुरुषो यस्मिन्नेताः षोडशकलाः प्रभवन्तीति ॥ २ ॥

स ईक्षाचक्रे । कस्मिन्नहमुत्क्रान्त उत्क्रान्तो भविष्यामि कस्मिन्वा प्रतिष्ठिते प्रतिष्ठास्यामीति ॥ ३ ॥

स प्राणमसृजत प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिरापः पृथिवीन्द्रियं मनः अन्नमन्नाद्वीर्यं तपो मन्त्राः कर्म लोका लोकेषु च नाम च ॥ ४ ॥

स यथेमा नद्यः स्यन्दमानाः समुद्रायणाः समुद्रं प्राप्यास्तं गच्छन्ति भिद्येते तासां नामरूपे समुद्र इत्येवं प्रोच्यते । एवमेवास्य परिद्रष्टुरिमाः षोडशकलाः पुरुषायणाः पुरुषं प्राप्यास्तं गच्छन्ति भिद्येते

વિદ્વાન પામે ઓંકાર વડે જ ત્હેને,
શાન્ત અજર અમૃત અભય પરમ્ છે જ જેહ.

## પ્રશ્ન છઠ્ઠો

૧, પછી ખરે ! એમને ભરદ્વાજના પુત્ર સુકેશાએ પૂછયુંઃ હે ભગવન્ ! કોસલ દેશના હિરણ્યનાલ રાજપુત્રે મ્હારી કનેઆવીને આ પ્રશ્ન પૂછયોઃ કે હે ભારદ્વાજ ! સોળ કળાના પુરુષને જાણો છો? તે કુમારને મ્હેં કહ્યુંઃ હું એને જાણતો નથી. જો હું એને જાણતો હોઉ, તો શાને ત્હને ન કહું ? સાચે જ ને ! એ સમૂળો સૂકાય છે, જે અનૃતને ભાખે છે. તેથી અનૃત ભાખવું મ્હને ઘટે નહી. તે મુંગો મુંગો રથે ચ્હડી ચાલ્યો ગયો. તો ત્હમને પૂછું છું કે એ પુરુષ તે કોણ ?

૨, ત્હેને ખરે ! ત્હેમણે કહ્યુંઃ હે સૌમ્ય ! અંહી જ અન્તઃશરીરે તે પુરુષ (છે), જેનામાંથી આ સોળ કળાઓ પ્રભવે છે.

૩, તે આલોચવા લાગ્યો કેઃ કોના ઉઠી ગયે હું ઉઠી ગયેલો થઇશ? અથવા કોના ઠરી રહ્યે ઠરી રહીશ?

૪, ત્હેણે પ્રાણને સરજ્યો. પ્રાણમાંથી શ્રદ્ધા આકાશ વાયુ તેજ જળ પૃથ્વી ઇન્દ્રિયો મન; અન્ન; અન્નથી વીર્ય; તપ; મન્ત્રો; કર્મ; લોકો; ને લોકોમાં નામ(રૂપ સરજાયાં).

૫, તે જેમ આ સમુદ્રપરાયણા દોડતી નદીઓ સમુદ્રને પામીને આથમી જાય છે, નામરૂપે એ (નદીઓ)

तासां नामरूपे पुरुष इत्येवं प्रोच्यते स एषोऽकलोऽमृतो भवति तदेष श्लोकः ॥ ५ ॥

अरा इव रथनाभौ कला यस्मिन्प्रतिष्ठिताः ।
तं वेद्यं पुरुषं वेद यथा मा वो मृत्युः परिव्यथा इति ॥ ६ ॥

तान्होवाचैतावदेवाहमेतत्परं ब्रह्म वेद ।
नातः परमस्तीति ॥ ७ ॥

ते तमर्चयन्तस्त्वं हि नः पिता योऽस्माकमविद्यायाः परं पारं तारयसीति नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ८ ॥

  

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवा
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभि
र्व्यशेम देवहितं यदायुः ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः
स्वस्ति नः पूषा विश्ववेदाः ॥
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरिः ॐ शान्तिः ॥

લોપાય છે, સમુદ્ર એમ જ કહેવાય છેઃ એમ જ આ પરિદ્દષ્ટાની આ પુરુષપરાયણા સોળે કળાઓ પુરુષને પામીને આથમી જાય છે, નામરૂપે લોપાય છે, પુરુષ એમ જ કહેવાય છે. ને તે અકલ–કલા રહીત ને અમૃત થાય છે. ત્હેનો આ શ્લોકઃ

૬, આરા સમ રથનાભીમાં કળા જેની ઠરી રહે,
તે વેદ્ય પુરુષને જાણો, જેથી ત્હમને મૃત્યુના પીડે.

૭, તેઓ ( છ પ્રશ્નો પૂછનારાઓ )ને ખરે ! ત્હેમણે (પિપ્લાદે) કહ્યુંઃ એટલો જ હું તે પરબ્રહ્મને જાણું છું. એથી અધિકું કાંઇ છે નહી.

૮, તે (છ ઋષિ)ઓ ત્હેમની (પિપ્પલાદની) અર્ચાપૂજા કરતાં (ઉચ્ચર્યા): ત્હમે જ ખરે ! અમારા પિતા (છો); જેમણે અમને અવિદ્યાથી પરમ પાર તાર્યા–ઉતાર્યા.

પરમ ઋષિઓને નમસ્કાર હો !
પરમ ઋષિઓને નમસ્કાર હો !

❧ ❧ ❧

કલ્યાણ કાને સુણિયે, દેવ ! દ્યો એ;
કલ્યાણ આંખે પેખિયે, પૂજ્યપાદ !
દ્દઢ અંગો ને દેહથી, સ્તોત્ર ગાતાં,
દેવદીધેલાં ગાળિયે આયુ આંહી.

સ્વસ્તિ દ્યો ઈન્દ્ર પુરાણકીર્તિ,
સ્વસ્તિ દ્યો ભર્તા વિશ્વદેવો;
સ્વસ્તિ દ્યો સૂર્ય અખંડચક્ર,
સ્વસ્તિ દ્યો અમને બૃહસ્પતિ.

ૐ શાન્તિ શાન્તિ શાન્તિ; હરિ ૐ શાન્તિ.

# ૫, શ્રી મુંડકોપનિષદ

અથર્વવેદની શૌનકીય શાખાનું આ ઉપનિષદ છે

મુંડક એટલે (૧) મુંડન કરનાર, અર્થાત્ અસ્ત્રો, અને (૨) મુંડન કરેલો, અર્થાત્ સંન્યાસી. આ ઉપનિષદનું નામ કોઇક એક અર્થ ઉપરથી ને કોઇક બીજા અર્થ ઉપરથી પડેલું માને છે

કઠ ઉપનિષદનો મન્ત્ર છે કે **क्षुरस्य धारा नि** અને ક્ષુરિકા નામનું બીજું એક અપ્રધાન ઉપનિષદ છે એ ઉપરથી પ્રથમના વ્યુત્પત્તિવિચાર ભણી મ્હારૂં મન ઢળે છે.

આ ઉપનિષદનું ભગવાન શંકરાચાર્યે ભાષ્ય લખ્યું છે, ને આને મન્ત્રોપનિષદ કહેલું છે આનન્દાશ્રમગ્રન્થાવલિમાં આ ઉપનિષદની ત્રણ ટીકાઓ છપાયેલી છે.

પ્રથમ મુંડકના દ્વિતીય ખંડમાના પ્રથમ મન્ત્રના શબ્દો **त्रेतायां बहुधा सन्ततानि** વિચારતાં એવો સહજ નિર્ણય થાય કે આ ઉપનિષદ વેદત્રયીના યુગમાં કે પછી રચાયેલું છે.

One of the most beautiful and oft-quoted, One of the purest gems, વર્તમાન નવઅભ્યાસીઓ આ ઉપનિષદને એવાં વિશેષણે વર્ણવે છે

તત્વજ્ઞાનના ગ્રન્થકારોમાં અફલાતૂન-પ્લેટોના ભાષાસંસ્કાર પશ્ચિમમાં સુવિખ્યાત છે પણ બુદ્ધિપરને બુદ્ધિમાં ઉતારવા મથતી, વાણીપરને વાણીમાં સમાવવા પ્રયત્નશીલ, અગોચરને હાથેલીમાં દાખવવાના દોહ્યલા શ્રમ સાધતી, અલંકારોથી ઉપમાઓથી અદશ્યને દશ્ય કરતી ઉપનિષદોની વાણી, સરકારમય કરતા યે અધિકી, કવિતામય છે. 'જેમ પૃથ્વીમાથી ઓષધિઓ જન્મે છે, જેમ મનુષ્યમાથી કેશ ને રોમાવલિ થાય છે, એમ અક્ષરમાથી આ વિશ્વ પ્રગટે છે ' એ મન્ત્રમાં ફિલસુફીનું મહાસત્ય અમર કવિતાની રત્નવાણીમા મૂકેલું છે

**सत्यमेव जयति, नाऽनृतम; नायमात्मा बलहीनेन लभ्यः; न तत्र सूर्यो भाति, न चन्द्रतारकम्; अन्धेनैव नीयमाना यथान्धाः;** હીરાના કટકા જેવાં એ વચનો તો હજારો વર્ષોથી લોકહૈયે પ્રકાશી રહેલાં છે.

પરા ને અપરા વિદ્યાના ભેદ અને **द्वा सुपर्णा सयुजा सखायानी,** નરનારાયણ સમું આત્માપરમાત્માનું સખ્ય ભાખતી, પરમ બોધગાથા પણ આ ઉપનિષદમાં છે.

પરમાત્મા ઇન્દ્રિયોથી લભ્ય નથી; મનથી લભ્ય નથી; બુદ્ધિથી લભ્ય નથી; ત્હારે શી રીતે લભ્ય છે?

**सत्येन लभ्य, तपसाह्येष आत्मा,**
**सम्यक् ज्ञानेन, ब्रह्मचर्येण नित्यम्.**

બ્રહ્મપ્રાપ્તિના આથી અધિકા માર્ગ આજે યે જડ્યા છે?

પરમાત્માને **सर्वभूतान्तरात्मा** તો ઘણા ધર્મશાસ્ત્રોએ ભાખ્યો છે. આ ઉપનિષદ એને જન્માન્તરલોકમાંથી અજન્માન્તરલોકમાં લેઇ જતો **अमृतस्यैष सेतुः** કહે છે.

કવિતા અને તત્વજ્ઞાનનાં બન્ને પલ્લાં આ ઉપનિષદનાં છલોછલ ભરેલાં છે.

ॐ तत्सत् ।

ॐ भद्र कर्णेभि श्रृणुयाम देवा,
भद्रं पश्येमाक्षभिर्यजत्रा ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳ सस्तनूभि
व्यशेम देवहित यदायु ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः
स्वस्ति न पूषा विश्वदेवा ॥
स्वस्ति नस्तार्क्ष्यो ऽरिष्टनेमि
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्ति ॥

## प्रथममुण्डके प्रथमः खण्डः

ॐ ब्रह्मा देवाना प्रथम सबभूव
विश्वस्य कर्ता भुवनस्य गोप्ता ।
स ब्रह्मविद्या सर्वविद्याप्रतिष्ठाम्
अथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ १ ॥

अथर्वणे या प्रवदेत ब्रह्मा
अथर्वा तां पुरोवाचाङ्गिरे ब्रह्मविद्याम् ।

ॐ તે સત્ છે.

ॐ કલ્યાણ કાને સુણિયે, દેવ ! દો એ,
કલ્યાણ આંખે પેખિયે, પૂજ્યપાદ !
દૃઢ અંગો ને દેહથી, સ્તોત્ર ગાતાં,
દેવદીધેલા ગાળિયે આયુ આહી.

સ્વસ્તિ દો ઇન્દ્ર પુરાણકીર્તિ;
સ્વસ્તિ દો ભર્તા વિશ્વદેવો;
સ્વસ્તિ દો સૂર્ય અખંડચક્ર,
સ્વસ્તિ દો અમને બૃહસ્પતિ.

ॐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.

## પ્રથમ મુંડક: પહેલો ખંડ

૧, દેવોમા પ્હેલ્લા સંભવ્યા દેવ બ્રહ્મા,
જે વિશ્વકર્તા, જે લોકપાલ:
સૌ વિદ્યાની પીઠણી બ્રહ્મવિદ્યા
ભાખી તેણે જ્યેષ્ઠ અથર્વ પુત્રને.

૨, બ્રહ્માએ જે ભાખી અથર્વને, તે
પૂર્વે અથર્વે કહી અંગિરાને બ્રહ્મવિદ્યા.

स भारद्वाजाय सत्यवाहाय प्राह
भारद्वाजोऽङ्गिरसे परावराम् ॥ २ ॥

शौनको ह वै महाशालोऽङ्गिरसं विधिवदुपसन्नः पप्रच्छ । कस्मिन्न भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति ॥ ३ ॥

तस्मै स होवाच । द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद्ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥ ४ ॥

तत्रापरा ऋग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्ववेदः शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छन्दो ज्योतिषमिति । अथ परा यया तदक्षरमधिगम्यते ॥ ५ ॥

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णम्
अचक्षुःश्रोत्रं तदपाणिपादं ।
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं
तद्भूतयोनिं परिपश्यन्ति धीराः ॥ ६ ॥

यथोर्णनाभिः सृजते गृह्णते च
यथा पृथिव्यामोषधयः संभवन्ति ।
यथा सतः पुरुषात्केशलोमानि
तथाक्षरात्संभवतीह विश्वम् ॥ ७ ॥

तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् ॥ ८ ॥

ત્હેણે કહી ભારદ્વાજ સત્યવાહને;
ભારદ્વાજે અંગિરસૂને આપી ય તે.

૩, અને પછી મહાશાળાવાળા શૌનકે અંગિરસ કને વિધિવત જઇને પૂછયુઃ ખરે ! હે ભગવન્ ! શુ જાણ્યા થકી સર્વ આ જાણેલુ થાય છે?

૪, ત્હેને ખરે ! ત્હેમણે કહ્યું: બે વિદ્યાઓ જાણવા જેવી છે; ખરે ! ત્હેમને બ્રહ્મવેત્તાઓ પરા અને વળી અપરા કહે છે.

૫, ત્હેમા અપરા તે ઋગ્વેદ યજુર્વેદ સામવેદ અથર્વવેદ શિક્ષા કલ્પ વ્યાકરણ નિરુક્ત છન્દ ને જ્યોતિષ. અને પરા તે, કે જેના વડે એ અક્ષર ઓળખાય છે.

૬, અદૃશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, અવર્ણ તે;
ન આંખ કે કાન, હાથ કે પાયવ્હોણો;
તે સર્વવ્યાપી વિભુ નિત્ય સુસૂક્ષ્મ અવ્યય,
જેને સુજ્ઞો પ્રાણીના પિતૃ જાણે.

૭, કરોળિયો જેમ લાળ કાઢે–ગળે છે,
પૃથ્વીમાંથી ઔષધિઓ જેમ ઉદ્ભવે;
ને જેમ જીવન્ત નરથી કેશલોમઃ
ત્યમ વિશ્વ આ અક્ષરથી જ ઉદ્ભવે.

૮, તપથી ઉપસે બ્રહ્મ, ત્હેનાથી અન્ન ઉપજે;
અન્નથી પ્રાણ મન સત્ય, લોકો ને કર્મનું ફલ.

य सर्वज्ञः सर्वविद्यस्य ज्ञानमय तपः ।
तस्मादेतद्ब्रह्म नाम रुपमन्न च जायते ॥ ९ ॥

## प्रथममुण्डके द्वितीयः खण्डः

तदेत सत्य
मन्त्रेषु कर्माणि कवयो यान्यपश्यन्
तानि त्रेताया बहुधा सततानि ।
तान्याचरथ नियत सत्यकामा
एष वः पन्था सुकृतस्य लोके ॥ १ ॥

यदा लेलायते ह्यर्चिः समिद्धे हव्यवाहने ।
तदाज्यभागावन्तरेणाहुती प्रतिपादयेच्छ्रद्धया हुतम् ॥ २ ॥

यस्याग्निहोत्रमदर्शमपौर्णमासम्
अचातुर्मास्यमनाग्रयणमतिथिवर्जित च ।
अहुतमवैश्वदेवमविधिना हुतम्
आसप्तमातस्य लोकान्हिनस्ति ॥ ३ ॥

काली कराली च मनोजवा च
सुलोहिता या च सधूम्रवर्णा ।
स्फुलिङ्गिनी विश्वरूपी च देवी
लेलायमाना इति सप्त जिह्वाः ॥ ४ ॥

एतेषु यश्चरते भ्राजमानेषु
यथाकाल चाहुतयो ह्याददायन् ।

૯, જે સર્વજ્ઞ સર્વવેત્તા, જેનુ જ્ઞાનમયી તપ,
ત્હેમાથી આ બ્રહ્મ અન્ન નામ ને રૂપ જન્મતાં.

## પ્રથમ મુંડક; બીજો ખંડ

૧, તે આ સત્યઃ
દ્રષ્ટાઓએ જે મન્ત્રમા કર્મ પેખ્યા,
ત્રિવેદમાં તે બહુધા ગુણાયા,
હે સત્યપ્રેમી ! આચર એહ નિત્યે;
એ છે ત્હારા પન્થ જ પુણ્યલોકના

૨, પ્રોજ્જ્વળ હોમાગ્નિમા જ્યહારે જ્વાળાઓ ઉછળી રહે,
આજ્યના ભાગની મધ્યે ત્યહારે શ્રદ્ધાથી આહુતિ અર્પવી.

૩, જેનો અગ્નિહોત્ર અદર્શ, અપૌર્ણમાસ,
અચાતુર્માસ્ય, અનાગ્રયણ, અતિથિ વિનાનો,
ન હોમ કે વૈશ્વદેવ, કે કરીતે હોમેલો,
સાતે ય લોકો તેહના નાશ પામે

૪, કાળી, કરાળી, મનોવેગ વાળી,
લોહું લપ્યા શી, ઘેરા ધૂમ્રવર્ણી,
તણખા કે કન્તી, દિવ્ય વિશ્વરૂપી·
એવી ઉછળે અગ્નિની સાત જીભો

૫, વિચરે જેહ એહ જાજ્વલ્યવન્તમા
યથાકાળે અર્પંતા આહુતિઓ,

तन्नयन्त्येताः सूर्यस्य रश्मयो
यत्र देवानां पतिरेकोऽधिवासः ॥ ५ ॥

एह्येहीति तमाहुतयः सुवर्चसः
सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति ।
प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्य
एष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः ॥ ६ ॥

प्लवा ह्येते अदृढा यज्ञरूपा
अष्टादशोक्तमवरं येषु कर्म ।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा
जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥ ७ ॥

अविद्यायामन्तरे वर्तमानाः
स्वयं धीराः पण्डितं मन्यमानाः ।
जङ्घन्यमानाः परियन्ति मूढा
अन्धेनैव नीयमाना यथान्धाः ॥ ८ ॥

अविद्यायां बहुधा वर्तमाना
वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः ।
यत्कर्मिणो न प्रवेदयन्ति रागात्
तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥ ९ ॥

इष्टापूर्तं मन्यमाना वरिष्ठं
नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ।

લઈ જાય હેને કિરણો સૂર્યનાં ત્ય્હાં,
જ્ય્હાં દેવોનો નાથ એક જ વિરાજે.

૬, પ્રોજ્જ્વળ આહુતિઓ એને કહે 'આવ, આવ';
ને સૂર્યકિરણો યજમાનને લેઈ જાય.
સ્તુતિ કરતી તે વદે મીઠી વાણીઃ
'આ જ ત્હમારો પુણ્ય સુકૃત બ્રહ્મલોક.'

૭, અસ્થિર આ તો નાવડું યજ્ઞરૂપ,
અઢાર બીજાં ભાખિયાં કર્મ જેમા.
એને અભિનન્દે મૂઢ શ્રેયસ્ ગણી જે,
જરામૃત્યુને તેહ પામે ફરી જ.

૮, અવિદ્યાને અન્તરે મ્હાલનારા,
નિજને ડાહ્યા પંડિત માનનારા,
મૂઢા ભમે તે વારવારે હણાઈઃ
અન્ધે જાણે દોરિયા આંધળાને.

૯, અવિદ્યામાં બહુધા મ્હાલનારા,
'કૃતાર્થ છઇએ' બાળકો એવુ માને.
ત્હેને ન જાણે કર્મેહો રાગ લીધે,
તેથી બિચારા પુણ્ય ખૂટ્યે પડે છે.

૧૦, ઈષ્ટાપૂર્તિને શ્રેષ્ઠ જ માનનારા
મહામૂઢો બીજું શ્રેયસ્ ન જાણે;

नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वा
इमं लोकं हीनतरं वा विशन्ति ॥ १० ॥

तपःश्रद्धे ये ह्युपवसन्त्यरण्ये
शान्ता विद्वांसो भैक्षचर्यां चरन्तः ।
सूर्यद्वारेण ते विरजाः प्रयान्ति
यत्रामृतः स पुरुषो ह्यव्ययात्मा ॥ ११ ॥

परीक्ष्य लोकान्कर्मचितान्ब्राह्मणो
निर्वेदमायान्नास्त्यकृतः कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्
समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ १२ ॥

तस्मै स विद्वानुपसन्नाय सम्यक्
प्रशान्तचित्ताय शमान्विताय ।
येनाक्षरं पुरुषं वेद सत्यं
प्रोवाच तं तत्त्वतो ब्रह्मविद्याम् ॥ १३ ॥

## द्वितीयमुण्डके प्रथमः खण्डः

तदेतत्सत्यं

यथा सुदीप्तात्पावकाद्विस्फुलिङ्गाः
सहस्रशः प्रभवन्ते सरूपाः ।
तथाक्षराद्विविधाः सोम्य भावाः
प्रजायन्ते तत्र चैवापि यन्ति ॥ १ ॥

ને સ્વર્ગપાટે ભોગવી પુણ્ય તેઓ
આ લોક, કે તેથી ય હીન, વાસે

૧૧, તપશ્રદ્ધાને જેહ સેવે અરણ્યે,
ભિક્ષાવૃત્તિ પાળતા શાન્ત વિદ્વાન્,
મળનિર્મળ તે જાય ત્હ્યાં સૂર્યદ્વારથી,
જ્હ્યાં એ અમૃત પુરુષ અવ્યયાત્મા.

૧૨, કર્મે પમાતા લોક પરીક્ષી બ્રાહ્મણ
વૈરાગ્ય પામે; નથી નૈષ્કર્મ્ય કર્મથી.
તે જાણવાને શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ—
એવા ગુરુ પાસ ભર્યે હાથ જાવુ.

૧૩, એ વિદ્વાને આદરે આવનારા,
પ્રશાન્તમનના, તે શાન્તિવન્તને,
જેનાથી સત્ય પુરુષ અક્ષર જણાય,
તે ભાખવી તત્વત બ્રહ્મવિદ્યા

## દ્વિતીય મુંડક; પહેલો ખંડ

૧, તે આ સત્ય
જેમ મહાદીપ્ત જ અગ્નિમાથી
પ્રભવે હજારો તણખા તેહરૂપ;
નાના ભાવો અક્ષરમાથી તેમ
પ્રભવે છે, ને થાય ત્હેમા જ લીન.

दिव्यो ह्यमूर्तः पुरुषः स बाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात्परतः परः ॥ २ ॥

एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी ॥ ३ ॥

अग्निर्मूर्धा चक्षुषी चन्द्रसूर्यौ
दिशः श्रोत्रे वाग्विवृताश्च वेदाः ।
वायुः प्राणो हृदयं विश्वमस्य
पद्भ्यां पृथिवी ह्येष सर्वभूतान्तरात्मा ॥ ४ ॥

तस्मादग्निः समिधो यस्य सूर्यः
सोमात्पर्जन्य ओषधयः पृथिव्याम् ।
पुमान् रेतः सिञ्चति योषितायां
बह्वीः प्रजाः पुरुषात्संप्रसूताः ॥ ५ ॥

तस्मादृचः साम यजूंषि दीक्षा
यज्ञाश्च सर्वे क्रतवो दक्षिणाश्च ।
संवत्सरश्च यजमानश्च लोकाः
सोमो यत्र पवते यत्र सूर्यः ॥ ६ ॥

तस्माच्च देवा बहुधा संप्रसूताः
साध्या मनुष्याः पशवो वयांसि ।
प्राणापानौ व्रीहियवौ तपश्च
श्रद्धा सत्यं ब्रह्मचर्यं विधिश्च ॥ ७ ॥

૨, દિવ્ય અમૂર્ત પુરુષ, તે અન્તર બ્હાર, ને અજ;
મન–પ્રાણ વ્હોણો, શુભ્ર, પરમ્ અક્ષરથી પર.

૩, એમાંથી જન્મતાં પ્રાણ, મન, ને સર્વ ઇન્દ્રિયો;
આભ, વાયુ, તેજ, પાણી, ને પૃથ્વી સર્વધારિણી.

૪, અગ્નિ મ્હોડું, ચક્ષુઓ ચન્દ્રસૂર્ય,
કાન દિશાઓ, વાણુ વિસ્તારી વેદો;
વાયુ પ્રાણ, વિશ્વ છે એનું હૈયુ,
પગ પૃથ્વીઃ એ સર્વભૂતાન્તરાત્મા.

૫, ત્હેમાંથી અગ્નિ, સૂર્ય જેનાં સમિધ;
ચન્દ્રથી મેહુલો, પૃથ્વિમાં ઔષધીઓ;
ને સીંચે છે રેત સ્ત્રીમાં પુરુષ;
વ્હોળી પ્રજા પ્રસવી છે પુરુષથી.

૬, ત્હેમાંથી ઋગ્વેદ, યજુઃ, સામવેદ,
દીક્ષા, યજ્ઞો, સૌ ક્રતુઓ, દક્ષિણા યે;
સંવત્સરો, ને યજમાન, લોક સૌ આ:
જ્યહાં ચન્દ્રમા–જ્યહાં સૂર્ય પાવન કરે છે.

૭, ત્હેમાંથી દેવો બહુધા જન્મિયા છે,
સાધ્યો, મનુષ્યો, પશુઓ, પંખીઓ યે;
પ્રાણ, અપાન, જવ, ચોખા, તપ, ને
વિધિ ને શ્રદ્ધા, સત્ય ને બ્રહ્મચર્ય.

सप्त प्राणा प्रभवन्ति तस्मात्
सप्तार्चिषः समिधः सप्त होमा ।
सप्त इमे लोका येषु चरन्ति प्राणा
गुहाशया निहिता सप्त सप्त ॥ ८ ॥

अत समुद्रा गिरयश्च सर्वे
अस्मात्स्यन्दन्ते सिन्धव सर्वरूपा ।
अतश्च सर्वा ओषधयो रसश्च
येनैष भूतैस्तिष्ठते ह्यन्तरात्मा ॥ ९ ॥

पुरुष एवेदं विश्व कर्म तपो ब्रह्म परामृतम् ।
एतद्यो वेद निहितं गुहाया
सोऽविद्याग्रन्थि विकिरतीह सोम्य ॥ १० ॥

## द्वितीयमुण्डके द्वितीयः खण्डः

आवि संनिहित गुहाचरन्नाम महत्पदम्
अत्रैतत्समर्पितम् एजत्प्राणन्निमिषच्च ।
यदेतज्जानथ सदसद्वरेण्य
पर विज्ञानाद्यद्वरिष्ठं प्रजानाम् ॥ १ ॥

यदर्चिमद्यदणुभ्योऽणु च
यस्मिँल्लोका निहिता लोकिनश्च ।
तदेतदक्षरं ब्रह्म स प्राणस्तदु वाङ्मन
तदेतत्सत्य तदमृतं तद्वेद्धव्य सोम्य विद्धि ॥ २ ॥

૮, ત્હેમાંથી જ પ્રભવે સાત પ્રાણ,
સાતે જ્વાળા, સમિધો, હોમ સાતે;
આ લોક સાતે, વિચરે પ્રાણ જેમાં
ગુફાવાસી છૂપલા સાત સાત.

૯, એમાંથી સૌ સાગર, પ્હાડ સર્વે,
એમાંથી વ્હે છે બહુરૂપી નદીઓ;
એમાંથી સૌ ઔષધી ને રસો જ,
રૂહે જે વડે ભૂતમાં અન્તરાત્મા.

૧૦, પુરુષ જ આ વિશ્વ, કર્મ, તપ, બ્રહ્મ, અમૃતે પરમ્,
જે એ ગુફામાં છૂપલાને જ જાણે,
અવિદ્યાની ગાંઠો ત્હેની અંહી કપાય.

## દ્વિતીય મુંડક; બીજો ખંડ

૧, ગુફારમન્તો સુવિરાજ્યો પ્રકાશનામી
મહાપદ એ, જ્યહાં સહુ યે સમાય છે;
હાલે-ચાલે જે, શ્વાસ લે, જેહ મટકે:
ત્હેને જાણો સત્ અસત્ ને વરેણ્ય,
વિજ્ઞાનપરો, સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ.

૨, જે રશ્મિવન્તો, અણુથી અણુ જે,
જેમાં વસે સૌ લોક ને લોકવાસી,
એ જ એ અક્ષર બ્રહ્મ; એ વાણી મન, પ્રાણ એ;
એ જ સત્ય, અમૃત એ; એ જ વેધ્ધવ્ય, વીંધ રે.

धनुर्गृहीत्वौपनिषद्‌ महास्त्रं
शरं ह्युपासानिशितं संधयीत ।
आयम्य तद्भावगतेन चेतसा
लक्ष्यं तदेवाक्षरं सोम्य विद्धि ॥ ३ ॥

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन्मयो भवेत्‌ ॥ ४ ॥

यस्मिन्द्यौः पृथिवी चान्तरिक्षम्‌
ओतं मनः सह प्राणैश्च सर्वैः ।
तमेवैकं जानथ आत्मानम्‌
अन्या वाचो विमुञ्चथामृतस्यैष सेतुः ॥ ५ ॥

अरा इव रथनाभौ संहता यत्र नाड्यः ।
स एषोऽन्तश्चरते बहुधा जायमानः
ओमित्येवं ध्यायथ आत्मानं ।
स्वस्ति वः पाराय तमसः परस्तात्‌ ॥ ६ ॥

यः सर्वज्ञः सर्वविद्यस्यैष महिमा भुवि
दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः ।
मनोमयः प्राणशरीरनेता
प्रतिष्ठितोऽन्ने हृदयं संनिधाय ।
तद्विज्ञानेन परिपश्यन्ति धीरा
आनन्दरूपममृतं यद्विभाति ॥ ७ ॥

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ८ ॥

૩, મહાસ્ત્ર ઉપનિષદનું ધનુષ્ ધરી,
ઉપાસનાથી ઘસ્યું બાણુ સાંધીને,
ખેંચી જ તદ્‌ભાવવિલીન ચિત્તથી,
વીરા ! વીંધો અક્ષરરૂપ લક્ષ્ય તે.

૪, ધનુષ ઓંકાર, બાણુ આત્મા, બ્રહ્મ તેહનું લક્ષ્ય કહે;
ધીરે એ વીંધવાનું; ને બાણુ શું થવું તન્મય.

૫, જેમાં પૃથ્વી આભ ને અન્તરિક્ષ,
સૌ પ્રાણુ સાથે મન છે ઓતપ્રોત;
જાણો એક જ આત્મને એહ; બીજી
વાણી મૂકો; અમૃતનો એ જ સેતુ.

૬, આરા શી રથનાભીમાં નાડીઓ સૌ મળે જ્યહાં,
એ આ અન્તરે વિચરે, બહુધા જેહ જન્મતો.
ૐ એમ બોલી ધ્યાન ધરો આત્મ કેરૂ;
શુભ હો ત્હમારૂ; તરો અન્ધારથી પર.

૭, જે સર્વજ્ઞ સર્વવેત્તા, જેનો આ મહિમા જગે,
દિવ્ય બ્રહ્મપુરે આભે એ જ આત્મા વસી રહ્યો.
મનોમયી, પ્રાણુશરીરનેતા,
અન્ને વસેલો, હૃદયે જે સ્થપાયો,
ત્હેને વિજ્ઞાને ઓળખે છે જ ધીરઃ
પ્રકાશે જેહ અમૃત-આનન્દરૂપ.

૮, ભેદાયે ઉરની ગાંઠો, છેદાયે સર્વ સંશયો,
ક્ષય પામે કર્મજાળ, દીઠે એહ પરાવર.

हिरण्मये परे कोशे विरज ब्रह्म निष्कलम् ।
तच्छुभ्रं ज्योतिषा ज्योतिस्तयदात्मविदो विदु ॥ ९ ॥
न तत्र सूर्यो भाति न चन्द्रतारक
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्नि ।
तमेव भा तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिद विभाति ॥ १० ॥
ब्रह्मैवेदममृत पुरस्तात्
ब्रह्म पश्चाद्ब्रह्म दक्षिणतश्चोत्तरेण ।
अधश्चोर्ध्वं च प्रसृत ब्रह्मैव
इदं विश्वमिद वरिष्ठम् ॥ ११ ॥

## तृतीयमुण्डके प्रथमः खण्डः

द्वा सुपर्णा सयुजा सखाया
समानं वृक्ष परिषस्वजाते ।
तयोरन्य पिप्पल स्वाद्वत्त्यन्
अनश्नन्यो अभिचाकशीति ॥ १ ॥
समाने वृक्षे पुरुषो निमग्नो
अनीशया शोचति मुह्यमान ।
जुष्ट यदा पश्यत्य यमीशम्
अस्य महिमानमिति वीतशोक ॥ २ ॥
यदा पश्य पश्यते रुक्मवर्णं
कर्तारमीश पुरुष ब्रह्मयोनिम् ।

૯, હિરણ્યમય પરમ્ કોશે નિર્મળ બ્રહ્મ નિષ્કલ;
શુભ્ર તે, જ્યોતિનો જ્યોતિ, જેને જાણે આત્મજ્ઞાનીઓ.

૧૦, ના પ્રકાશે સૂર્ય ત્હાં; કે ન ચન્દ્ર, નહિ તારલા;
ન આ વીજળીઓ; તો કયહાંથી અગ્નિ આ ?
ત્હેના પ્રકાશ્યે પ્રકાશે સૌ પછી આ,
ત્હેની પ્રભાથી આ બધું યે પ્રકાશે.

૧૧, બ્રહ્મ જ આ અમૃત, બ્રહ્મ આગે,
પાછળ બ્રહ્મ, દક્ષિણે ઉત્તરે યે;
નીચે ઉંચે વિસ્તર્યો છે જ બ્રહ્મ,
આ વિશ્વ એ, આ સહુથી શ્રેષ્ઠ એહ.

## તૃતીય મુંડક; પહેલો ખંડ

૧, સુપર્ણ ખાળા સજોડ સખા બે
એક જ વૃક્ષે વિરાજ્યા—ઝૂકયા છે,
ત્હેમાંથી એક પેપડી મીઠી ખાય,
બીજો ન ખાતો નિરખી રહ્યો છે.

૨, એક જ વૃક્ષે તલ્લીન તે પુરુષ
અનીશતાથી શોચતો મોહ પામી.
પેખે જ્યહારે પૂજ્ય એ અન્ય ઈશને,
મહિમા ય એનો, ત્યારે શોક શામે.

૩, જોનાર જ્યહારે જાણે સુવર્ણવર્ણીને
કર્તા અને ઈશ, પુરુષ, બ્રહ્માનું મૂળ;

तदा विद्वा पुण्यपापे विधूय
निरञ्जन परम साम्यमुपैति ॥ ३ ॥

प्राणो ह्येष य सर्वभूतैर्विभाति
विजानन्विद्वा भवते नातिवादी ।
आत्मक्रीड आत्मरति क्रियावान्
एष ब्रह्मविदां वरिष्ठ ॥ ४ ॥

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा
सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम् ।
अन्त शरीरे ज्योतिर्मयो हि शुभ्रो
य पश्यन्ति यतय क्षीणदोषा ॥ ५ ॥

सत्यमेव जयते नानृत
सत्येन पन्था विततो देवयान ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा
यत्र तत्सत्यस्य परम निधानम् ॥ ६ ॥

बृहच्च तद्दिव्यमचिन्त्यरूप
सूक्ष्माच्च तत्सूक्ष्मतर विभाति ।
दूरात्सुदूरे तदिहान्तिके च
पश्यत्स्विहैव निहित गुहायाम् ॥ ७ ॥

न चक्षुषा गृह्यते नापि वाचा
नान्यैर्देवैस्तपसा कर्मणा वा ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्व
ततस्तु त पश्यते निष्कल ध्यायमान ॥ ८ ॥

ત્યહારે વિદ્વાન્, ધોવાઇ પુણ્યપાપથી,
નિરંજન થઈ, પરમ સામ્ય પામે.

૪, પ્રાણ જ આ, જે સર્વ ભૂતે પ્રકાશે;
તે જાણી વિદ્વાન્ અતિવાદી ન થાય.
પ્રાણે-રમે આત્મમાં કર્મ કરતો,
તે બ્રહ્મવેત્તા મહિ સર્વશ્રેષ્ઠ.

૫, સત્યે લભ્ય, તપથી, આ જ આત્મા;
તત્વજ્ઞાને, બ્રહ્મચર્યે સદા યે.
અન્તઃશરીરે શુભ્ર તે જ્યોતિવન્તો,
જેને પેખે યતિઓ દોષવાસ્યા.

૬, સત્ય જ જિતે છે, નહી અસત્ય;
સત્યે જ માર્ગ પાથર્યો દેવયાન;
જે માર્ગ ખેડી ઋષિઓ, વાછરા પામી,
ઉતરે જ્યહા, તે પરમ્ તીર્થ સત્ય કેરૂં.

૭, મહાન ને દિવ્ય, અચિન્ત્યરૂપ તે,
ને સૂક્ષ્મથી સૂક્ષ્મ જ તે પ્રકાશે;
દૂરથી સુદૂર, અહી પાસ છે તે;
જોનારમા યે એ રહ્યો અહી ગુફામા.

૮, ન ચક્ષુથી ગૃહાય, ન વાણીથી યે,
ન ઇન્દ્રિયે અન્ય, ન તપે, ન કર્મથી.
જ્ઞાનપ્રસાદે ચિત્ત વિશુદ્ધ થાય,
પછી પેખે તે નિષ્કલને ધ્યાન ધરતા.

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो
यस्मिन्प्राणः पञ्चधा संविवेश ।
प्राणैश्चित्तं सर्वमोतं प्रजानां
यस्मिन्विशुद्धे विभवत्येष आत्मा ॥ ९ ॥

यं यं लोकं मनसा संविभाति
विशुद्धसत्त्वः कामयते यांश्च कामान् ।
तं तं लोकं जायते तांश्च कामान्
तस्मादात्मज्ञं ह्यर्चयेद्भूतिकामः ॥ १० ॥

## तृतीयमुण्डके द्वितीयः खण्डः

स वेदैतत्परमं ब्रह्म धाम
यत्र विश्वं निहितं भाति शुभ्रम् ।
उपासते पुरुषं ये ह्यकामा
ते शुक्रमेतदतिवर्तन्ति धीराः ॥ १ ॥

कामान्यः कामयते मन्यमानः
स कामभिर्जायते तत्र तत्र ।
पर्याप्तकामस्य कृतात्मनस्तु
इहैव सर्वे प्रविलीयन्ति कामाः ॥ २ ॥

नायमात्मा प्रवचनेन लभ्यो
न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यः
तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥ ३ ॥

नायमात्मा बलहीनेन लभ्यो
न च प्रमादात्तपसो वाप्यलिङ्गात् ।

૯, આ અણુઆત્મા ચિત્તથી જાણવા શો,
જેમાં પાંચે પ્રાણ સુસ્થિત રહેતા;
ચિત્ત ભર્યાં છે પ્રાણથી પ્રાણીનાં સૌ,
જે શુદ્ધ થતાં પ્રગટે એહ આત્મા.

૧૦, જે જે લોકને મનથી ચિન્તવે, કે
વિશુદ્ધ ચિત્તનો કામના જેહ વાંછે,
તે તે જ લોકને-કામનાને જિતે તેઃ
આત્મવિદ્‌ને તેથી પૂજવા સુખેચ્છુએ.

## તૃતીય મુંડક; બીજો ખંડ

૧, તે જાણે એ પરમ્ બ્રહ્મધામ,
જેમાં રહેલું વિશ્વ આ શુભ્ર શોભે;
નિષ્કામી જે એ પુરુષને ઉપાસે,
ઓળંગે એ ધીર જન્માન્તરોને.

૨, જે જે વાંછે કામના ઇષ્ટ માની,
તે કામનાથી જન્મતો તેહ ત્યહાં ત્યહાં;
પરિતર્પિયા કામ તે કૃતાત્મની તો
અંહીં જ સર્વે કામના અસ્ત પામે.

૩, ન આત્મા આ પ્રવચને પમાય,
ન મેધાથી, ન બહુધા સુણ્યાથી;
જેને વરે એ, તેહથી એ પમાય,
ત્હેને જ આત્મા નિજ રૂપ ઉઘાડે.

૪, ન આ આત્મા બલહીને પમાય,
ન પ્રમાદે, ન તપથી યે અયોગ્ય.

एतैरुपायैर्यतते यस्तु विद्वांन्
तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥ ४ ॥

संप्राप्यैनमृषयो ज्ञानतृप्ताः
कृतात्मानो वीतरागाः प्रशान्ताः।
ते सर्वगं सर्वतः प्राप्य धीरा
युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥ ५ ॥

वेदांतविज्ञानसुनिश्चितार्थाः
संन्यासयोगाद्यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोकेषु परांतकाले
परामृताः परिमुच्यन्ति सर्वे ॥ ६ ॥

गताः कलाः पञ्चदश प्रतिष्ठा
देवाश्च सर्वे प्रतिदेवतासु ।
कर्माणि विज्ञानमयश्च आत्मा
परेऽव्यये सर्व एकी भवन्ति ॥ ७ ॥

यथा नद्यः स्यन्दमाना समुद्रे
अस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान्नामरूपाद्विमुक्तः
परात्परं पुरुषमुपैति दिव्यम् ॥ ८ ॥

स यो ह वै तत्परमं ब्रह्म वेद
ब्रह्मैव भवति

એ સૌ ઉપાયે જેહ વિદ્વાન ખોજે,
રહેનો આત્મા જઇ ઠરે બ્રહ્મધામે.

૫, પામી જ એને ઋષિઓ જ્ઞાનતૃપ્ત,
કૃતાત્મ ને રાગવામ્યા, પ્રશાન્ત,
તે ધીર, પામી સર્વતઃ સર્વવ્યાપી,
યુક્તાત્મા તે સર્વમાં જ ઠરી રૂહે.

૬, વેદાન્તજ્ઞાને સુનિશ્ચિત લક્ષ્યવન્તા,
સંન્યાસયોગે શુદ્ધ ચિત્તના યતિઓ,
જઈ બ્રહ્મલોકે મહાઅન્તકાળે
પરમ્ અમરો તે છૂટે છે બધાથી.

૭, ગમી કલા પન્દર, ઇન્દ્રિયો સૌ
ઠરી જ જેની નિજ દેવતામા,
ને કર્મ; વિજ્ઞાનવન્તો જ આત્માઃ
એ સૌ પરમ્ અવ્યયે એક થાય.

૮, જેવી નદીઓ સમુદ્રમા વહન્તી
અસ્ત જ પામે, છાડીને નામરૂપ;
તેમ જ વિદ્વાન્ નામરૂપેથી છૂટી
પામે પરાત્પર પુરુષને જ દિવ્ય.

૯, ખરે જ ! જાણે તે પરબ્રહ્મને જે,
તે થાય બ્રહ્મ જ.

नास्याब्रह्मवित्कुले भवति ।
तरति शोकं तरति पाप्मानं
गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ ९ ॥

तदेतदृचाऽभ्युक्तम् ।
क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः
स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तः ।
तेषामेवैतां ब्रह्मविद्यां वदेत
शिरोव्रतं विधिवद्यैस्तु चीर्णम् ॥ १० ॥

तदेतत्सत्यमृषिरङ्गिराः पुरोवाच
नैतदचीर्णव्रतोऽधीते ।
नमः परमऋषिभ्यो
नमः परमऋषिभ्यः ॥ ११ ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳसस्तनूभिः
व्यशेम देवहितं यदायुः ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः
स्वस्ति नः पूषा विश्ववेदाः ॥
स्वस्ति नस्तार्क्ष्यो ऽरिष्टनेमिः
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरि ॐ तत्सत्

  

૫, મુંડક ૩, ખં. ૨

ન એને કુળે કો અબ્રહ્મજ્ઞ જન્મે;
તરે શોક, ને તે તરે પાપપુંજ;
એ થાય અમૃત છૂટી ઉરગ્રન્થીઓથી.

૧૦, તે આ ઋચામાં કહેલું છેઃ
ક્રિયાવન્તા, શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠો,
શ્રદ્ધાળુ, સ્વયં એકર્ષિ હોમકર્તા,
ને જેમણે કીધ વિધિવત્ શિરોવ્રત,
તેઓને જ આ ભાખવી બ્રહ્મવિદ્યા.

૧૧, એ આ સત્ય ઋષિ અંગિરાએ ભાખ્યુ પૂર્વે.
ના ભણ્યું તે વ્રત ના પાળનારે.
પરમ ઋષિઓને નમસ્કાર હો!
પરમ ઋષિઓને નમસ્કાર હો!

ॐ

ॐ કલ્યાણ કાને સુણિયે, દેવ! દો એ;
કલ્યાણ આંખે પેખિયે, પૂજ્યપાદ!
દૃઢ અંગો ને દેહથી, સ્તોત્ર ગાતાં,
દેવદીધેલા ગાળિયે આયુ આહીં.
સ્વસ્તિ દો ઇન્દ્ર પુરાણકીર્તિ;
સ્વસ્તિ દો ભર્તા વિશ્વદેવો;
સ્વસ્તિ દો સૂર્ય અખંડચક્ર;
સ્વસ્તિ દો અમને બૃહસ્પતિ.
ॐ શાન્તિ, શાન્તિ, શાન્તિ; હરિ ॐ તત્સત્.

  

नास्याब्रह्मवित्कुले भवति ।
तरति शोकं तरति पाप्मानं
गुहाग्रन्थिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ ९ ॥

तदेतदृचाऽभ्युक्तम् ।
क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः
स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तः ।
तेषामेवैतां ब्रह्मविद्यां वदेत
शिरोव्रतं विधिवद्यैस्तु चीर्णम् ॥ १० ॥

तदेतत्सत्यमृषिरङ्गिराः पुरोवाच
नैतदचीर्णव्रतोऽधीते ।
नमः परमऋषिभ्यो
नमः परमऋषिभ्यः ॥ ११ ॥

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः
भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवाꣳ सस्तनूभि.
व्यशेम देवहितं यदायुः ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः
स्वस्ति नः पूषा विश्ववेदाः ॥
स्वस्ति नस्तार्क्ष्यो ऽरिष्टनेमिः
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥ हरि ॐ तत्सत्

  

ન એને કુળે કો અબ્રહ્મ જન્મે;
તરે શોક, ને તે તરે પાપપુંજ,
એ થાય અમૃત છૂટી ઉરગ્રન્થીઓથી.

૧૦, તે આ ઋચામાં કહેલું છેઃ
ક્રિયાવન્તા, શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠો,
શ્રદ્ધાળુ, સ્વયં એકર્ષિ હોમકર્તા,
ને જેમણે કીધ વિધવત્ શિરોવ્રત,
તેઓને જ આ ભાખવી બ્રહ્મવિદ્યા.

૧૧, એ આ સત્ય ઋષિ અંગિરાએ ભાખ્યુ પૂર્વે.
ના ભણવું તે વ્રત ના પાળનારે.
પરમ ઋષિઓને નમસ્કાર હો !
પરમ ઋષિઓને નમસ્કાર હો !

ૐ કલ્યાણ કાને સુણિયે, દેવ ! ઘો એ;
કલ્યાણ આંખે પેખિયે, પૂજ્યપાદ !
દૃઢ અંગો ને દેહથી, સ્તોત્ર ગાતાં,
દેવદીધેલા ગાળિયે આયુ આંહી.
સ્વસ્તિ ઘો ઇન્દ્ર પુરાણકીર્તિ;
સ્વસ્તિ ઘો ભર્તા વિશ્વદેવો,
સ્વસ્તિ ઘો સૂર્ય અખંડચક્ર;
સ્વસ્તિ ઘો અમને બૃહસ્પતિ.
ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ; હરિ ૐ તત્સત્.

# ટીકા

૧, ઈશ;

પા. ૩૫, અસૂર્યં=સૂર્ય સૂતાં. અસુર્ય=આસુરી. માતરિશ્વા=માતરિ=અન્તરિક્ષમાં વહે છે તે, વાયુ.

પા. ૩૭, ઘૃણા=તિરસ્કાર. સંભૂતિ ને અસંભૂતિ; ૧૨મા મન્ત્રમાં સંભૂતિ=સંભવ, ને અસંભૂતિ=અસંભવ. સંભૂતિ=સંભવેલું–વ્યક્ત થએલું સમસ્ત. અસંભૂતિ=ન સંભવેલું–અવ્યક્ત સમસ્ત.

પા. ૩૯, પૂષન=પોષનાર, સૂર્ય. એકર્ષે=એકલા વિચરનાર, એકલપન્થી,સૂર્ય. પ્રાજાપત્ય=પ્રજાપતિના બાળક. ક્રતો=સંકલ્પાત્મક મન

૨, કેન;

પા. ૪૭, જાતવેદ=ઉત્પન્ન થયેલા સર્વેનો જાણનાર, અગ્નિ. યક્ષ=યજવા યોગ્ય. તથાસ્તુ=તથા+અસ્તુ=તેમ હો.

પા. ૫૧, હૈમવતી=હિમવાનની પુત્રી; (૨) હેમ–સોનાવર્ણી. તદ્વન=સૌનો વ્હાલો વનનીય=ઉપાસનીય, વ્હાલ કરવા જેવો.

૩, કઠ;

પા. ૫૭, વાજશ્રવ=અન્નનું સદાવ્રત આપનાર. સર્વમેધ યજ્ઞ=જે યજ્ઞમાં પોતાનું સર્વસ્વ હોમવામાં આવે છે તે વિશ્વજીત યજ્ઞ.

પા. ૫૯, વૈશ્વાનર=જઠરમાંનો અગ્નિ. વૈવસ્વત=વિવસ્વત–સૂર્યના પુત્ર. પ્રતિક્ષા=પ્રેક્ષણા, આંખથી જોઇ રહેવું. ઇષ્ટાપૂર્તિ=યજ્ઞયાગાદિ ને વાવકૂવાદિ કરવા–કરાવવાનાં ફળ.

પા. ૬૩, નાચિકેત=નચિકેતાના નામનો અગ્નિ.

પા. ૬૭, શ્રેયસ્=શ્રેય કરનારૂં. પ્રેયસ્=પ્રિય લાગતું.

પા. ૬૯, યોગક્ષેમ=કમાણી ને વ્યય.

પા. ૭૫, મત્ત–અમત્ત=મદથી ભરેલો, છતાં મદહીન.

પા. ૭૭, ધીમતા=બુદ્ધિવન્તાઓ. દુષ્ટાશ્વો=ખરાબ ઘોડાઓ. સદશ્વો=સારા ઘોડાઓ. મહદાત્મા=હિરણ્યગર્ભ.

પા ૭૯, દુર્ગમ=તરી ઉતરવી અઘરી પડે એવી વિદ્વુષો=ડાહ્યા પુરુષો. મેધાવી=જેની બુદ્ધિ ઉઘડેલી છે એવો પુરુષ

પા ૮૧, સંસર્ગજા=સંસર્ગથી—બે વસ્તુને મળવે જન્મતા, બાહ્ય વિષય ને ઇન્દ્રિયના સંસર્ગથી ઉત્પન્ન થતા cp Kant's Theory of sensc perceptions અદિતિ=શબ્દાદિ વિષયોનું ભક્ષણ કરનારી કેટલાક અર્થ કરે છે હિરણ્યગર્ભ, કારણ કે હિરણ્યગર્ભ ફલભોક્તા છે

પા ૮૫, અવક્ર=અવિકૃત=અવિકારી ઋત=યજ્ઞ. પાન, અપાન, ઉદાન, સમાન, વ્યાન એ યોગવિદ્યાના પંચ પ્રાણ છે પાન=ફેફ્સામાંનો વાયુ અપાન=નીચે સરતો વાયુ ઉદાન=ઉપર ચ્હડતો વાયુ. સમાન=મધ્યે રહેતો વાયુ વ્યાન=રૂધિરમાં વહેતો વાયુ

પા ૮૭, શુભ્ર=નિર્મળ નિષ્કલંક પ્રતિરૂપ અનેક રૂપનો સર્વભૂતા ન્તરાત્મા=સૌ ભૂતોના–પ્રાણી માત્રના અન્તરમાં વસેનો આત્મા.

૪, પ્રશ્ન;

પા ૯૭ સમિધ=હોમ કાજેના ઇન્ધણાં

પા ૯૯ અન્ન=Matter પ્રાણ=Spirit

પા ૧૦૧ ઇષ્ટિ=યજ્ઞયાગાદિ કર્મ.

પા ૧૦૫, મઘવા—ઇન્દ્ર વહ્નિ=વહન કરનાર, બળીને લઇ જનાર, અગ્નિ. સ્વધા=યજમાનના પોતાના પિતૃઓ પ્રતિ જતી આહુતિ

પા ૧૦૭ નાત્ય=જેને સંસ્કાર નથી થયા તે પ્રાણ પ્રથમ સરજાયેલો હોઇ સંસ્કાર કોણ કરે? અર્થાત્ સંસ્કારનિર્મળ નહિ, પણ સ્વયંનિર્મળ વ્યાજસ્તુતિ અલંકાર છે

પા ૧૧૧ આ ત્રણ અગ્નિહોત્રના અગ્નિઓ છે ગાર્હપત્ય તે ગૃહસ્થાશ્રમીનો અગ્નિ દક્ષિણાગ્નિ=દક્ષિણે સ્થાપેલો પિતૃહવિ લેતો અગ્નિ આહવનીય અગ્નિ=દેવહવિ લેતો અગ્નિ

પા ૧૧૭, જીવધન=હિરણ્યગર્ભ ક્રાન્તદર્શી=કવિ, આરપાર—સ્હામે પાર જોનાર

**૫, મુંડક;**

પા. ૧૨૭, મહાશાળાવાળા=મ્હોટા ઘરના.

પા. ૧૨૯, આજ્ય=યજ્ઞમાં હોમવાનું ઘી. અદર્શ=પ્રતિપદાના યજ્ઞ વિનાનો. અનાગ્રયણ=વર્ષાન્તે પાકસંગ્રહના કાળના યજ્ઞ વિનાનો.

પા. ૧૩૩, નૈષ્કર્મ્ય=કર્મથી પર સ્થિતિ. શ્રોત્રિય=શ્રુતિ ભણેલા, વેદવેત્તા.

પા. ૧૩૭, વરેણ્ય=વરવા—પ્રાપ્ત કરવા જેવો. વેદ્ધવ્ય=વીંધવા યોગ્ય.

પા. ૧૩૯, તદ્‌ભાવવિલીન=ત્હેના ભાવમાં - ડૂબેલા.

પરાવર=પર+અવર=જે પરમ શ્રેષ્ટ તે બીજું સૌ છે તે.

પા. ૧૪૧, નિષ્કલ=કળારહિત. અનીશતાથી=ઈશ્વરપણાની ખામીને કારણે.

પા. ૧૪૩, નિરંજન=નિર્લેપ. દેવયાન=દેવલોકનો માર્ગ.

પા. ૧૪૫, કૃતાત્મ=કરવાનું સૌ કરી રહેલો પુરુષ.

પા. ૧૪૭, મુક્તાત્મા=આત્મામાં ભળી ગયેલો આત્મા.

પા. ૧૪૯, શિરોવ્રત=ઉપનિષદ ભણનારનું મુંડનનું વ્રત.